# મહર્ષિ દયાનંદ

## (વ્યક્તિત્વ અને જીવનસંદેશ)



(ડૉ.) સ્વામી સત્યપ્રકાશ સરસ્વતી

ઓમ

# મહર્ષિ દયાનંદ

## (વ્યક્તિત્વ અને જીવનસંદેશ)


લેખક

(ડૉ.) સ્વામી સત્યપ્રકાશ સરસ્વતી

સંપાદક-અનુવાદક

ભાવેશ મેરજા



પ્રકાશક

આર્યસમાજ

નવાડેરા

ભરૂચ-૩૯૨૦૦૧

મૂલ્ય : રૂ. ૫/-

# નિવેદન

મહર્ષિ દયાનંદના વિરાટ વ્યક્તિત્વ તેમ જ તેમના ક્રાંતિકારી વૈશ્વિક સંદેશની સશક્ત ઝાંખી પ્રસ્તુત કરતું આ નાનકડું પુસ્તક દેશના એક મહાન વૈજ્ઞાનિક અને ઉચ્ચ કોટિના વૈદિક વિદ્વાન ડો. સ્વામી સત્યપ્રકાશ સરસ્વતીજીના નિમ્ન સાહિત્યમાંથી સંકલિત અને અનૂદિત કરીને તૈયાર કરવામાં આવ્યું છે :

- ડો. ભવાનીલાલ ભારતીયના 'નવજાગરણ કે પુરોધા : દયાનંદ સરસ્વતી' ગ્રંથના આરંભમાં સ્વામીજી રચિત 'દ્વે વચસી'
- વેદ સંસ્થાન (દિલ્લી) દ્વારા પ્રકાશિત 'ઋષિ દયાનંદ - જૈસા મૈંને સમઝા'
- હિંદી સાપ્તાહિક 'આર્યજગત'ના તા. ૧૧ અને ૧૮ જાન્યુઆરી, ૧૯૮૭ના અંકમાં પ્રકાશિત લેખ : 'ક્રાંતિકારી ગ્રંથ - સત્યાર્થપ્રકાશ'

વૈચારિક સ્થગિતતા, સાંપ્રદાયિક પક્ષપાત, ધાર્મિક મૂઢતા અને અંધવિશ્વાસોમાં જકડાયેલી માનવતાને મુક્ત કરી તેને વિશુદ્ધ વૈદિક જીવનદર્શનના પંથે પુનઃ લઈ આવવા સ્વામી દયાનંદે જે ભગીરથ પુરૂષાર્થ કર્યો, અને 'સત્યાર્થપ્રકાશ'ના માધ્યમથી તેમણે જે નવજાગૃતિનો શંખનાદ ફૂંક્યો તેનો સુંદર ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. આશા છે કે પાઠકોને આ સંકલન જરૂર પસંદ પડશે અને તેઓ સ્વામી દયાનંદના મહાન યોગદાનને તેના સાચા સ્વરૂપમાં સમજી તેમના મહાન ગ્રંથ 'સત્યાર્થપ્રકાશ'નું મનોયોગપૂર્વક અધ્યયન કરવાને પ્રેરાશે.

– ભાવેશ મેરજા

## અનુક્રમણિકા




આવૃત્તિ : પ્રથમ, પ્રત : ૨000, આર્યસમાજ સ્થાપનાદિન, ચૈત્ર સુદ ૫, સં. ૨૦૫૯ (૭ એપ્રિલ, ૨003) મુદ્રક : આકૃતિ પ્રિન્ટર્સ, અમદાવાદ, ફોન- ૨૯૧૦૪૩૩

# ૧ : મહર્ષિ દયાનંદ - મારી નજરે

ઈ.સ.૧૮૨૪માં સૌરાષ્ટ્રના ટંકારા નામના એક નાનકડા ગામમાં એક બાળકનો જન્મ થયો. ૧૮૮૩માં એટલે કે આજથી લગભગ ૧૨૦ વર્ષ પહેલાં આ વ્યક્તિનું ૫૯ વર્ષની ઉંમરે અજમેરમાં મૃત્યુ થયું. ૧૮૭૫માં તેણે મુંબઈમાં એક સંસ્થાને જન્મ આપ્યો. આ વ્યક્તિ 'દયાનંદ સરસ્વતી' ના નામે પ્રસિદ્ધ થઈ અને જે સંસ્થાનો તે પ્રવર્તક હતો, તે સંસ્થાનું નામ 'આર્યસમાજ' છે. ઓગણીસમી સદીના આ મહામાનવે સાંપ્રદાયિકતા અને અંધવિશ્વાસોથી ગ્રસિત સમાજમાં નવીન ક્રાંતિ જાગૃત કરવાનો પ્રયાસ કર્યો. એ સમયની બધી જ શક્તિઓ તેના વિરોધમાં સંઘટિત થઈ ગઈ, જેનું પરિણામ એ આવ્યું કે તેને અનેક વાર ઝેર આપવામાં આવ્યું. અને અંતિમ ઝેર તેના જીવનના અંતનું કારણ બન્યું.

લગભગ આ જ સમયે યુરોપમાં કાર્લ માર્ક્સે પોતાના ક્રાંતિકારી તત્ત્વદર્શનનો પ્રકાશ કર્યો. તેનો પણ ચોતરફથી વિરોધ કરવામાં આવ્યો. પરંતુ છતાંય તેના નવીન પ્રકારના સમાજવાદ અથવા સામ્યવાદનો વિજય થયો. યુરોપમાં વિજ્ઞાન તથા વિજ્ઞાનમૂલક કળા-કારીગરીનો ઉદય થઈ રહ્યો હતો, જેણે સંપત્તિ-ઉત્પાદન અને વિતરણની પુરાણી પરંપરાગત આસ્થાઓને છિન્નભિન્ન કરવાનું શરૂ કરી દીધું. ફ્રાંસમાં રાજ્યક્રાંતિ થઈ ચૂકી હતી. વીસમી સદીના પ્રથમ બે દાયકાએ યુરોપને વિવશ કરી મૂક્યો અને સમાજવાદના નવા ઘોષ શરૂ થઈ ગયા. એ સમયે ભારતવર્ષનો રાજનૈતિક ઢાંચો જીર્ણ થઈ ચૂક્યો હતો. રાજ્યસત્તા ધીરે ધીરે અંગ્રેજોના હાથમાં સરકી રહી હતી. દેશી રાજ્યો નપુંસકતાની હદ પાર કરી ગયાં હતાં. આવી દારિદ્ર્યપૂર્ણ સ્થિતિમાં સાંપ્રદાયિકતા દેશના રહ્યા-સહ્યા પરંપરાગત વૈભવ અને આદર્શોને પણ સમાપ્ત કરવાને તત્પર થઈ રહી હતી. દેશની ભૂમિ પર લગભગ ઈ.સ.૯૦૦થી ઇસ્લામ તો વિસ્તાર પામી જ રહ્યો હતો. (૩૨ કરોડની જનતામાં 10 કરોડ લોકો મુસલમાન થઈ ગયા હતા.) ૧૬મી-૧૭મી સદીથી મધ્ય એશિયાઈ ખ્રિસ્તી ધર્મ યુરોપિયનોના માધ્યમથી ભારતભૂમિ પર અંકુરિત થઈ રહ્યો હતો. દેશની આવી સ્થિતિમાં મહર્ષિ દયાનંદનો આવિર્ભાવ થયો.

લગભગ ૧૮૬૭થી મહર્ષિ દયાનંદે જાગરણનો કાર્યક્રમ ઘોષિત કર્યો. કુંભમેળાના અવસર પર ૧૨મી માર્ચ ૧૮૬૭ના દિવસે તેઓ હરદ્વાર પહોંચ્યા, અને પોતાના

નિવાસસ્થાન પર 'પાખંડખંડનપતાકા' નામની ધજા રોપી. (હરદ્વારની આ ઘટનાનું ઐતિહાસિક સ્મારક મોહનઆશ્રમ-ભૂપતવાળા ખાતે મોજૂદ છે.) હિંદુઓના આ વિશાળ મેળામાં આવો ચમત્કાર અગાઉ ક્યારેય નહોતો થયો. સંસ્કૃત વાણીમાં વક્તૃતા કરનારો એક કૌપિનધારી વિચિત્ર સંન્યાસી ભારતીય સમાજમાં પ્રચલિત લગભગ તમામ માન્યતાઓનું શાસ્ત્રોના આધારે ખંડન કરી રહ્યો છે - નિર્ભયતા અને આત્મનિર્ભરતાના બળ પર - અને સર્વ વિદ્વજ્જનો, પ્રકાંડ પંડિતો અને શાસ્ત્રમર્મજ્ઞોને આહ્વાન કરી રહ્યો છે. ૧૮૫૭ની વિદ્રોહ-ક્રાંતિ કરતાંય અનેકગણી જોરદાર આ ક્રાંતિ હતી. લોકો તેમને સમજી ન શક્યા. બધા જ આકુળવ્યાકુળ ને હાંફળાફાંફળા થઈ ગયા. દયાનંદ એકલા હતા. તેમના વિરોધમાં સૌ એકઠાં થઈ ગયાં.

મહર્ષિ દયાનંદના જીવનમાં પ્રગતિશીલતા હતી. તેઓ સત્યના અન્વેષક હતા. ધીમે ધીમે તેમણે પોતાનાં મંતવ્યો ને વિચારોમાં પરિમાર્જન કર્યું. શરૂઆતમાં તેમણે ભાગવત-ધર્મનું ખંડન અને શૈવ મતનું સમર્થન કર્યું, અને અદ્વૈતવાદી પણ રહ્યા, પરંતુ ધીરે ધીરે તેમના વિચારો પ્રૌઢ થતા ગયા. તેમને કોઈ પણ પ્રકારનો દુરાગ્રહ ન હતો. તેમનો દૃષ્ટિકોણ વ્યાપક, ઉદાર અને સ્પષ્ટ હતો. જીવન અને સમાજની તેઓ પૂર્ણ વ્યાખ્યા કરવા ઇચ્છતા હતા, અને પોતાની આ વિચારક્રાંતિમાં તેઓ સૌને સાથે લઈને ચાલવા માંગતા હતા.

યુરોપમાં જ્યારે ત્યાંના ધર્માચાર્યો વિજ્ઞાન અને આધુનિક ટેકનોલોજીનો વિરોધ કરી રહ્યા હતા, ત્યારે મહર્ષિ દયાનંદે ભારતમાં વિજ્ઞાન અને ટેકનોલોજીના પ્રચલનનું સ્વાગત કર્યું. તેઓ ઇચ્છતા હતા કે ભારતમાં વીજળી અને અગ્નિનો વિવિધ પ્રકારે ઉપયોગ કરવામાં આવે, ભારત વાયુયાન પણ બનાવે. તેઓ વિજ્ઞાન અને ટેકનોલોજીને ભારતીય પરંપરાને અનુકૂળ સમજતા હતા. ભારતનો મોટામાં મોટો દાર્શનિક ભૌતિકવાદનો વિરોધી બની રહ્યો હતો, પરંતુ મહર્ષિ દયાનંદે સૃષ્ટિ તેમ જ સૃષ્ટિકર્તા બંનેને સત્ય ઘોષિત કર્યાં, અને અભ્યુદય તથા નિઃશ્રેયસ વચ્ચે સમન્વય સ્થાપિત કરવાનો પ્રયાસ કર્યો. ભારતમાં હજારો વર્ષ બાદ દયાનંદ રૂપે એક એવો મનીષી પેદા થયો, જેનામાં પ્રકાંડ પાંડિત્ય હતું, નૈતિકતામાં જેને અદ્વિતીય આસ્થા હતી, જેનું તત્ત્વજ્ઞાન ઉદાત્ત અને યથાર્થતાના સિદ્ધાંતો પર આધારિત હતું, જેણે માનવસમાજની નાનામાં નાની વિકૃતિ પ્રત્યે પણ ધ્યાન દોર્યું હતું, અને જેણે ભારતના ઉજ્જવળ ભવિષ્યની પણ કલ્પના કરી હતી. સાથે સાથે તેમણે

ભારત બહાર અન્ય દેશોમાં જે સંપ્રદાયવાદી અંકુરિત થઈ ગયા હતા તેનાં કારણો પર પણ વિચાર કર્યો. અને તે સંપ્રદાયો જે સમસ્યાઓમાં લપેટાયેલા હતા તે સમસ્યાઓનું નિદાન પણ કર્યું. સર્વતોમુખી પ્રતિભા ધરાવતો આવો ક્રાંતિકારી પુરુષ ઇતિહાસમાં જવલ્લે જ જન્મતો હોય છે. દયાનંદ દરિદ્રો, શોષિતો, દલિતો, પતિતો સૌના પ્રતિનિધિ હતા. સૌ પ્રત્યે તેમના હૃદયમાં અપાર વેદના હતી.

હું ઘણીવાર કહેતો હોઉં છું કે જો કોઈ દયાનંદના દૃષ્ટિકોણને સમજી લે, તો જો તે ખ્રિસ્તી હશે તો તે એક વધુ સારો ને ઈમાનદાર ખ્રિસ્તી બની શકે છે. હિંદુ હશે તો દયાનંદને સમજ્યા બાદ તે એક વધુ સારો હિંદુ બની શકે છે. જૈન, મુસલમાન, શીખ કે પારસી હશે તો દયાનંદને સમજ્યા બાદ તે એક વધુ સારો જૈન, મુસલમાન, શીખ કે પારસી બની શકે છે. જો તે કોઈ રાજનૈતિક કે રાષ્ટ્રવાદી વ્યક્તિ હશે તો દયાનંદના દૃષ્ટિકોણને સમજ્યા બાદ તે પોતાના ક્ષેત્રનો એક વધુ સારો કાર્યકર્તા બની શકે છે. જો તે સમાજવાદી કે સામ્યવાદી હશે તો દયાનંદના દૃષ્ટિકોણને સમજ્યા બાદ તે સારો સમાજવાદી કે સામ્યવાદી બની શકે છે. દયાનંદના દૃષ્ટિકોણને ઠીક રીતે સમજ્યા બાદ એક બ્રાહ્મણ સારો બ્રાહ્મણ, એક ક્ષત્રિય સારો ક્ષત્રિય, એક વૈશ્ય સારો વૈશ્ય અને એક શૂદ્ર સારો શૂદ્ર બની શકે છે.

*દયાનંદે પોતાના નામનું કોઈ દર્શન નથી ચલાવ્યું. દયાનંદે સ્વયં પોતાના નામની કોઈ સંસ્થા નથી ખોલી. દયાનંદના નામનું ન કોઈ મંદિર છે ન મઠ છે કે જ્યાં તેમના નામનું કીર્તન થતું હોય, અથવા જ્યાં તેમની પૂજા-અર્ચના થતી હોય. તેમના નામ પર આર્યસમાજે જે કોઈ સ્મારકો કે સંસ્થાઓ ખોલી છે તે દયાનંદના દૃષ્ટિકોણને સમજવા-સમજાવવા માટે છે. સાથે સાથે એ પણ યાદ રાખવું રહ્યું કે દયાનંદનો પોતાનો કોઈ નવીન કે વિલક્ષણ દૃષ્ટિકોણ પણ ન હતો. એમનો તો એ જ દૃષ્ટિકોણ હતો, જે દયાનંદના શબ્દોમાં 'બ્રહ્માથી લઈને જૈમિનિ પર્યંત' ઋષિઓનો હતો.*

ભારતીય સંસ્કૃતિના ઇતિહાસમાં એક અનાર્ષ કાળ આવ્યો, અને ત્યારથી સંપ્રદાયવાદનો આરંભ થયો, મતમતાંતરવાદ ફેલાયો, અને ધર્મના નામે યુદ્ધો થવાં લાગ્યાં. ગૌતમ, કપિલ, કણાદ, વ્યાસ આદિ પ્રાચીન એક પણ ઋષિએ પોતાના નામે ન તો કદી કોઈ જ ધર્મ ચલાવ્યો છે, કે ન તો તેમણે પોતાની જાતને કદી ઈશ્વર-સમાન ઘોષિત કરી છે. આમ જોતાં આ ઋષિઓ તો એવા જ હતા, જેવા આજના વૈજ્ઞાનિકો, વિચારકો કે તત્ત્વવેત્તાઓ - ન્યૂટન, આઈન્સ્ટાઈન, કાર્લ

માર્ક્સ, ડાર્વિન વગેરે. અને જ્યારે સંપ્રદાયવાદ જ ન હતો, ત્યારે ધર્મ કે તત્ત્વજ્ઞાનના નામે યુદ્ધો પણ નહોતાં થતાં. પરંતુ મહાત્મા જરથુસ્તના આગમન બાદ પયગંબરવાદ આવ્યો. જૈન અને બૌદ્ધોના આગમન બાદ ઐતિહાસિક વ્યક્તિઓનાં નામ પર સંગઠનો બનવાં લાગ્યાં. અને તેમની દેખાદેખીથી વૈષ્ણવોએ અવતારવાદ પણ પ્રચલિત કર્યો. (અવતાર કેવળ વિષ્ણુના જ છે. બ્રહ્મા અને શિવના નહીં.) માનવસમાજ વિખરાઈ ગયો. પયગંબરવાદ અને અવતારવાદે મનુષ્યના સ્વાભાવિક ધર્મને કલંકિત કરી નાખ્યો. આજથી પાંચ-છ હજાર વર્ષ પહેલાં જ્ઞાન-વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન કે ધર્મના નામે યુદ્ધો નહોતાં થતાં. યુદ્ધનાં કારણો ત્રણ જ હતાં : જર, જમીન ને જોરુ. મહર્ષિ દયાનંદ તમામ પ્રકારનાં યુદ્ધોના વિરોધી હતા. યુદ્ધનું સમર્થન પ્રજાના રક્ષણ માટે અને અત્યાચારીઓના પીડનથી નિર્બળોને બચાવવા પૂરતું જ હતું. ધર્મ કે સંપ્રદાયવાદની આડમાં સ્વાર્થ સિદ્ધ કરવા માટે જે યુદ્ધો કરવામાં આવે છે, તે ધર્મને કલંકિત કરે છે.

ઋષિ દયાનંદના જીવન પર આપણા વિદ્વાનો હવે અનેક દૃષ્ટિએ અધ્યયન કરવા લાગ્યા છે – ભારતના ગવેષકો જ નહિ, બલ્કે ભારત બહારના દેશોના શોધછાત્રો તેમ જ તેમના આચાર્યો પણ. ભારતીય વિશ્વવિદ્યાલયોના અનેક વિભાગોમાં દયાનંદ વિષયક અધ્યયન શરૂ થઈ ગયું છે. આ પ્રકારના અધ્યયનનો ક્રમ વધતો જ રહેવાનો છે, અને તેની સાથે સાથે લોકો આર્યસમાજની ગતિવિધિઓની પણ વિવેચના કરવાના છે.

દયાનંદનાં સ્વપ્નોની એક દુનિયા હતી. આપણે લોકો એ સ્વપ્નોની નિકટ પહોંચી રહ્યા છીએ કે તેનાથી દૂર જઈ રહ્યા છીએ તેની આલોચના પણ સમય સમય પર આપણા શોધછાત્રો સ્વતંત્રતાપૂર્ણ અધિકારથી કરશે. આ છાત્રોમાં અનેક એવા હશે, જે આર્યસમાજના સંગઠનનાં અંગ પણ નહીં હોય. તેઓ આર્યસમાજની ગતિવિધિઓનું તટસ્થતાપૂર્વક અધ્યયન કરશે. તેમના અધ્યયનના પરિણામસ્વરૂપે જે આલોચનાઓ આપણી સમક્ષ આવશે તે આપણા માટે કલ્યાણકારી નીવડશે – ભલે પછી તે ઉપરથી પ્રિય હોય કે કટુ. હું બંને પ્રકારની આલોચનાઓનું સ્વાગત કરીશ.

0 0 0

# ૨ : દયાનંદ– એક માનવ

પશુ-પરિવારનો હોવા છતાંય મનુષ્ય એક વિચિત્ર પ્રાણી છે. તેના વિકાસ અને ક્ષયનો સ્પેક્ટ્રમ (પટ્ટો) ખૂબ જ વિસ્તૃત છે : દેવ-પિતૃ-માનવ-ગંધર્વ-પિશાચ. શ્રેષ્ઠતા તરફ ગતિ કરે તો દેવત્વ પ્રાપ્ત કરી શકે છે, અને નીચે પડે તો અધમ, પિશાચ કે રાક્ષસ પણ બની શકે છે. મેં મારા જીવનમાં ગાંધી જેવા મહામાનવનાં દર્શન પણ કર્યાં, અને મારી આ જ આંખોથી મેં યુગાંડાના મહાદાનવ ઈદી અમીનને પણ જોયો. નૈતિકતા અને માનવતાની જેમ જ્ઞાન અને કલાત્મકતાનો સ્પેક્ટ્રમ પણ આટલો જ વિશદ ને વિસ્તૃત છે. મને એ વાતનો ગર્વ છે કે હું એક એવા યુગમાં જન્મ્યો છું કે જેમાં આઈન્સ્ટાઈન જેવી પ્રતિભાસંપન્ન વ્યક્તિ પણ હતી, અને રવીન્દ્રનાથ ટાગોર જેવા ઉચ્ચ કવિ પણ હતા.

દયાનંદ પણ આવા જ મહામાનવોમાંના એક હતા – મૌલિક પ્રતિભામાં આઈન્સ્ટાઈનથી કમ નહિ, નૈતિકતા ને આચરણમાં ગાંધી અને બુદ્ધથી કમ નહિ, સત્યનિષ્ઠા ને સાહસમાં અનુપમ – આ દૃષ્ટિએ મને ઈતિહાસમાં બીજું કોઈ ઉદાહરણ નજરે પડતું નથી – સોક્રેટિસનું નામ લેવું કે કોનું નામ લેવું ? મસ્તિષ્કમાં નામ તો ઘણાં યાદ આવે છે, પરંતુ દયાનંદ તો દયાનંદ જ હતા. માઠું ના લગાડો તો કહીશ કે આ દૃષ્ટિએ તેઓ ઈસુ કરતાંય મહાન હતા.

દયાનંદનું મૃત્યુ ઈ.સ.૧૮૮૩માં થયું. આ જ વર્ષે યુરોપમાં કાર્લ માર્ક્સનું મૃત્યુ થયું. કાર્લ માર્ક્સ સામાજિક ક્રાંતિ લાવ્યા, જે વિજ્ઞાન અને ટેકનોલોજીના ઝડપી વિકાસનું સહજ પરિણામ હતી. તમે પોતાને સમાજવાદી કહો કે સામ્યવાદી, પરંતુ એ તો સ્પષ્ટ છે કે ૧૮૮૩થી ૧૯૮૩ના સો વર્ષના સમયગાળામાં વિશ્વના રાજા-મહારાજાઓ પોતપોતાનાં સ્થાનેથી પદચ્યુત થઈ ચૂક્યા હતા. હવે તો આ ધરતી પર કેવળ નામમાત્રના કેટલાક રાજાઓ રહી જવા પામ્યા છે, જેમને પણ આપણે 'ખંડિયા' રાજા કહી શકીએ. દા.ત. ઇંગ્લેંડ, જાપાન, ગ્રીસ, નેપાળ, થાઈલેંડ, સ્વીડન વગેરેના રાજાઓ.

માર્ક્સના વિચારોના આધારે ક્રાંતિ લાવવાનું કામ સરળ હતું, પરંતુ દયાનંદ જે ક્રાંતિનો સંદેશ લઈને આવ્યા હતા તેને કાર્યાન્વિત અને ફળીભૂત કરતાં કદાચ

હજુ એકાદ સદીનો સમય લાગશે. કારણ કે રોમનો પોપ આજે પણ સમર્થ છે, આપણા દેશના શંકરાચાર્યો આજે પણ સક્રિય છે, મુલ્લાઓની આંખો ખુલવાની હજુ બાકી છે, સાંઈબાબા અને નવા નવા પેદા થતા નાના-મોટા અવતારો, બાબાઓ, યોગીઓ, માતાઓ વગેરે આજે પણ જનતાને બહેકાવી રહ્યાં છે. આર્યસમાજના ક્ષેત્રમાં પણ કેટલાક કર્મકાંડીઓનાં તાંડવ નૃત્યો ફરીથી ધાર્મિક જનતાને બહેકાવવા-બહેલાવવાને તૈયાર છે. કાર્લ માર્ક્સનું કામ આસાન હતું, પરંતુ દયાનંદના સ્વપ્નોને સાકાર કરવાનું કામ એટલું આસાન નથી. રાજ્યક્રાંતિ કરી રાજાઓને ઊખેડી ફેંકવાનું તો સરળ છે, પરંતુ અંધવિશ્વાસ અને રૂઢિઓનાં બંધનોમાંથી સમાજને મુક્ત કરવાનું કાર્ય અત્યંત મુશ્કેલ અને સાહસ માંગી લે તેવું છે.

દયાનંદને આપણે તેમની હયાતીમાં સમજી ના શક્યા. હું ઘણીવાર કહું છું કે ઈ.સ.૧૮૮૩માં દયાનંદને નન્હીં ભગતને મરાવ્યા નહોતા, બલ્કે એક રીતે જોતાં આપણે સૌએ જ દયાનંદને મૃત્યુનાં દ્વાર પર લાવીને ખડા કરી દીધા હતા. આપણે જ સૌ તેમના મૃત્યુનું કારણ બન્યા; અને આજે પણ કે જ્યારે તેઓ જીવિત નથી ત્યારેય આપણે સૌ ફરીથી તેમની હત્યા કરવાને સક્રિય-સફળ થઈ રહ્યા છીએ.

૧૯૮૩માં મેં ડો.રત્નકુમારી સ્વાધ્યાય સંસ્થાન (પ્રયાગ) તરફથી વિદુષી મહિલાઓ પાસે કેટલાક નિબંધો લખાવ્યા હતા, જે "મહર્ષિ દયાનંદ : સમગ્ર ક્રાંતિના અગ્રદૂત" એ શીર્ષક હેઠળ પુસ્તકરૂપે પ્રકાશિત થયેલા, અને એ નિબંધોને અલગ અલગ પુસ્તિકારૂપે પણ પ્રકાશિત કરવામાં આવ્યા હતા. આ નિબંધોના પાછળનાં આવરણ પૃષ્ઠ પર મેં મારી તરફથી કેટલીક પંક્તિઓ લખી હતી, જે હું અત્રે ટાંકવા માંગું છું :

*ઈ.સ.૧૮૮૩ ( સં.૧૯૪૦)ના વર્ષની દિવાળીનો દિવસ છે. અજમેર નગરના ભિનાય બંગલાના એક ઓરડામાં પથારીમાં પડયો એક માણસ જીવનના છેલ્લા શ્વાસો સામે સંઘર્ષ કરી રહ્યો હતો. એ માણસ આંધી-તોફાનો સામે લડતાં-ટકરાતાં સ્વયં એક તોફાન બની ગયો હતો. હજારો વર્ષની રૂઢિઓ ને અંધવિશ્વાસોથી ગ્રસ્ત માનવતાને સંજીવિત કરવા તેણે જનતાને એક થપાટ લગાવી. જનતા આકુળ-વ્યાકુળ થઈ ગઈ. નિદ્રામાં મૂર્છિત પડેલો જનસમૂહ ઊંઘમાંથી જગાડનારને તીખી આંખે જોવા લાગ્યો. દેશી-વિદેશી, પારકા-પોતાના, આસ્તિક-નાસ્તિક સૌ કોઈ તેના વિરોધમાં ઊભા થઈ ગયા. સૌએ મળીને ષડયંત્ર રચ્યું. લોકો ઓળખી ના શક્યા એ માણસને કે જે*

*એમના જ માટે લડ્યો હતો. તે એકલો હતો. ભગવાન જ તેનો ભરોસો હતો. ઝેરના ઘાતક પ્રભાવથી પીડિત શરીર આગળ કામ લેવા યોગ્ય ન રહ્યું. "ઈશ્વર, તારી ઇચ્છા પૂર્ણ હો"- એ શબ્દો કહી તેણે પ્રભુને સ્મરણ કર્યા. ચહેરા પર સંતોષનું એક હળવું સ્મિત ફરકાવી તે ચિરનિદ્રામાં પોઢી ગયો. તેનાથી જે કંઈ થઈ શક્યું તે તેણે કર્યું. તે માણસનું નામ હતું – દયાનંદ.*

દયાનંદને કોણે માર્યા ? નન્હી ભગતને નહિ – તે એકલીએ નહિ; જૈનીઓએ, મૂર્તિપૂજકોએ, ખ્રિસ્તીઓએ, મુસલમાનોએ, આ ડોક્ટરે કે પેલા ડોક્ટરે, અંગ્રેજી સરકારે કે જોધપુરના રાજાએ ? હું તો કહીશ કે આપણે સૌ તેમનાથી છૂટવા માંગતા હતા. સૌએ સાથે મળીને દયાનંદને માર્યા. આર્યસમાજના થોડાક લોકો તેમને બચાવી ના શક્યા.

ઓગણીસમી સદીની ચિકિત્સા-પદ્ધતિ, તે સમયનાં યાત્રાનાં સાધનો, એ બધી બાબતોએ દયાનંદને સતાવી સતાવીને, તડપાવી તડપાવીને માર્યા. જે ૧૮૮૩માં ઘટ્યું, તે જ જો ૧૯૮૩માં ઘટ્યું હોત તો ગમે તેના દ્વારા આપવામાં આવેલા એ ઘાતક ઝેરથી આપણે દયાનંદને આ રીતે આમ મરવા ન દેત. ૫૯ વર્ષની ઉંમર એ હૃષ્ટપુષ્ટ વ્યક્તિની કંઈ મરવાની ઉંમર હતી ? તેમને ન ડાયાબિટીસ હતો, ન બ્લડપ્રેશર હતું. ન તેમને કોઈ હૃદયરોગ હતો, ન કોઈ જાતનું કેન્સર હતું. તો પછી દયાનંદ શા માટે મર્યા ? તેઓ મરવા પણ ઇચ્છતા નહોતા. તેમનાં કામ પણ અધૂરાં પડ્યાં હતાં. પરંતુ તેઓ મરવાથી ડરતા પણ નહોતા. મૃત્યુ વેળાની તેમની મૂર્છા ને વેદનામાં પણ તેમની અભૂતપૂર્વ ચેતના હતી. માનવ-ઇતિહાસમાં મૃત્યુનું જો કોઈ વિચિત્ર દૃશ્ય હોય તો એ હતું 'મૃત્યુંજય' દયાનંદના મૃત્યુનું દૃશ્ય.

દયાનંદની કોટિનો માનવ છેલ્લાં લગભગ બે-ત્રણ હજાર વર્ષમાં આ દેશમાં બીજો કોઈ પાક્યો નથી. પરંતુ તેમની વિનમ્રતા હતી કે તેમણે ક્યારેય પોતાની જાતને ઋષિ કે મહર્ષિ કહી નથી. તેમણે કદી પોતાને જગદ્‌ગુરુ પણ નથી કહ્યા. તેમણે પોતાની જાતને ગૌતમ, કપિલ, કણાદ, પાતંજલિ વગેરેને સમકક્ષ પણ નથી મૂકી.. ..યોગી પરમાત્માના ઋતનો પોષક હોય છે, તે ઈશ્વરનો પ્રતિદ્વંદ્વી નથી હોતો. તેમણે જીવનભર યોગીઓ માટે શોધ કરી, પરંતુ આ દેશમાં તેમને એ સ્તરનો કોઈ યોગી ન મળ્યો કે જે તેમને સંતુષ્ટ કરી શકે.

હું ઘણીવાર લોકોને કહ્યા કરું છું કે તમે લોકો તમારી સભાઓ અને અધિવેશનોમાં હંમેશાં એક કલ્પના કર્યા કરો કે જાણે દયાનંદ બરાબર

તમારી પાછળ જ બેઠા છે. જો એ તમારા સૂત્રોચ્ચાર સાંભળત કે "જો બોલે સો અભય, બોલ ઋષિ દયાનંદ કી જય" તો એ તમને થપ્પડ લગાવત. આ પ્રકારના સૂત્રોચ્ચારથી ગાંધીજી પ્રસન્ન થઈ શક્યા હશે, અને જવાહરલાલ પણ, અને ઇન્દિરા તો પ્રસન્ન થયાં જ હશે; પરંતુ દયાનંદ તમારી બરાબરની ખબર લેત. તે મહંમદ, ઈસુ, ગાંધી, નાનક વગેરે જેવો જ ઉચ્ચ સ્તરનો માનવ હતો, પરંતુ એ સૌથી તે સર્વથા ભિન્ન હતો. તે મનુષ્ય હતો, કેવળ મનુષ્ય. તે ન તો ઈશ્વરનો ખાસ બેટો હતો, ન પયગંબર હતો, ન બે-ત્રણ કે ચૌદ-પંદર કળાનો અવતાર હતો. જે સમયે તે રોગશય્યા પર પડ્યો જીવનના અંતિમ શ્વાસ લઈ રહ્યો હતો ત્યારે જો તમે 'ત્ર્યમ્બકં યજામહે' મંત્રથી તેના આયુષ્ય માટે 'મૃત્યુંજય જાપ' કરત-કરાવેત તો તે તમારી બરાબરની ખબર લેત.

## દયાનંદ - એક વિકસિત માનવ

બધાં જ પ્રાણીઓ પોતાના પૂર્વજન્મોના સંસ્કારો લઈને પેદા થાય છે, અને તેના આધારે પોતાના જીવનને આગળ અથવા પાછળની દિશામાં વિકસિત કરે છે. દયાનંદ પણ અભૂતપૂર્વ પ્રતિભા લઈને જન્મ્યા હતા, અને તેઓ આગળ વધ્યા. તેમણે પોતાના વિવેકનો પૂરો ઉપયોગ કર્યો. જેમની પણ પાસેથી તેમને જે કંઈ જાણવા મળ્યું, તેને તેમણે પોતાના વિવેકની કસોટી પર ચકાસ્યું, અને જે કંઈ ઉચિત લાગ્યું તેને અપનાવવામાં તેમને કિંચિત્માત્ર પણ સંકોચ ન થયો. અને આ જ રીતે જે કંઈ તેમની બુદ્ધિને સ્વીકાર્ય ન થયું, તેને ત્યજવામાં પણ તેમણે જરાય વિલંબ ન કર્યો. શોધવિદ્યાના તેઓ સાચા પૂજારી હતા. બુદ્ધિની તેમના માટે એકમાત્ર પરિભાષા હતી - 'સદસદ્વિવેકવતી બુદ્ધિઃ'. સત્યનો સ્વીકાર કરવામાં ન તેમની પૂર્વ આસ્થાઓ બાધક બની, કે ન તો તેમના પૂર્વાગ્રહો.

સ્વામી દયાનંદે પોતાના વિચારો અને સિદ્ધાંતોના નિર્ધારણમાં ન તો કોઈની સલાહ લીધી, કે ન તો કોઈ સાથે પરામર્શ કર્યો. તેમણે એકમાત્ર પોતાની જાતે જ નિશ્ચય કર્યો. જો તેમણે એમ ન કર્યું હોત તો તેઓ આટલી મહાન ક્રાંતિ ન લાવી શક્યા હોત, જેનો પરિચય આપણને તેમનાં 'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ' કે 'આર્યોદ્દેશ્યરત્નમાળા' જેવાં પુસ્તકોથી પ્રાપ્ત થાય છે. આ પુસ્તકોમાં સમસ્ત પારિભાષિત શબ્દો એના એ જ છે, જે પૂર્વાચાર્યો દ્વારા પ્રયુક્ત કરવામાં આવ્યા હતા. પરંતુ ઋષિ દયાનંદે તે શબ્દોની બિલકુલ અલગ જ પરિભાષાઓ પ્રસ્તુત કરી છે. આ

પરિભાષાઓ ઋષિ દયાનંદની મૌલિક દેણ છે; અને તે પેલાં આર્ષયુગનાં મંતવ્યોની અતિ નિકટ છે. જે મંતવ્યોને ઋષિ દયાનંદ 'ઋગ્વેદથી લઈ જૈમિનિ પર્યંત' અથવા 'બ્રહ્માથી લઈ જૈમિનિ પર્યંત' કહ્યા કરતા હતા. શરૂઆતમાં ક્યારેક ક્યારેક ઋષિ દયાનંદ પોતાના ગુરુ વિરજાનંદ સાથે થોડોક પરામર્શ કરી લેતા હતા. 'પૂના-પ્રવચન' (ઉપદેશ-મંજરી)માં સ્વયં ઋષિ દયાનંદના શબ્દો છે : "અભ્યાસ પૂરો કર્યા પછી હું બે વર્ષ આગ્રામાં રહ્યો. પરંતુ વચ્ચે વચ્ચે પત્ર દ્વારા અથવા જાતે જઈને હું સ્વામીજી પાસે શંકાઓનું સમાધાન કરી લેતો હતો." પરંતુ હું નિશ્ચિતપણે નથી કહી શકતો કે તેમના આ પરામર્શ અષ્ટાધ્યાયી-મહાભાષ્ય ક્ષેત્રના હતા કે કોઈ અન્ય ક્ષેત્રના. દયાનંદ અને વિરજાનંદનું સાંનિધ્ય નવેમ્બર ૧૮૬૦થી શરૂ થયું, અને ૧૪મી સપ્ટેંબર ૧૮૬૮ના રોજ સ્વામી વિરજાનંદનું મૃત્યુ થયું. 'સત્યાર્થપ્રકાશ'ની રચના ૧૮૭૪માં થઈ, અને વેદભાષ્યો ત્યાર પછી રચાયાં. આથી સ્પષ્ટ છે કે ઋષિ દયાનંદે પોતાના સિદ્ધાંતોના નિર્ણયમાં કે તે સિદ્ધાંતોને વર્તમાન સ્વરૂપ આપવામાં કોઈની પણ સાથે પરામર્શ કર્યો નથી. (જ્ઞાન-વિજ્ઞાનના ક્ષેત્રમાં કોઈ પણ આસ્થાનો નિર્ણય મતદાનના માધ્યમથી કે જનતાંત્રિક વિધિથી નથી થતો. ગાંધી અને દયાનંદમાં આ જ ભેદ હતો. જનતાંત્રિક વિવેક અને સૈદ્ધાંતિક સત્યમાં પણ આ જ મોટો ભેદ છે.) માટે સ્પષ્ટ છે કે દયાનંદે પોતાનાં મંતવ્યોનું નિર્ધારણ સ્વયં કર્યું, અને તેમણે સ્વયં જ તેમાં ધીમે ધીમે વિકાસના ક્રમમાં આવશ્યકતા પડી તે મુજબ જરૂરી પરિવર્તનો પણ કર્યાં.

દયાનંદ જ્યારે ૨૧ વર્ષની ઉંમરે ઘરેથી નીકળ્યા ત્યારે તેમણે પોતાની સમક્ષ એક જ ધ્યેય રાખ્યું હતું - યોગ અને યોગીઓની શોધ. આમ તો જોકે ઘરેથી સંપૂર્ણ યજુર્વેદ સંહિતા કંઠસ્થ કરીને નીકળ્યા હતા, પરંતુ સંભવ છે કે ત્યારે તેઓ વેદમંત્રોના અર્થ ઠીક પ્રકારે સમજતા નહિ હોય. તે સમયે તેમની વેદો પ્રત્યે કેટલી નિષ્ઠા હતી એ વિષે કહેવું પણ કઠિન છે. 'પૂના-પ્રવચન'માં તેમણે સ્વયં કહ્યું છે : "હું ઔદિચ્ય બ્રાહ્મણ છું. ઔદિચ્ય બ્રાહ્મણ સામવેદી હોય છે, પરંતુ હું ખૂબ મુશ્કેલીથી યજુર્વેદ ભણ્યો હતો." આથી પ્રતીત થાય છે કે ટંકારામાં હતા તે સમયે તેમની વેદોમાં બહુ રુચિ નહિ હોય.

આગળ જતાં જ્યારે તેઓ ગુરુ વિરજાનંદની પાઠશાળામાં પહોંચ્યા તો ત્યાં પણ વેદ ન હતા. કદાચ ત્યાં યાસ્કનું નિરુક્ત પણ ન હતું. પલ્લે પડ્યાં - પાણિનિની અષ્ટાધ્યાયી અને મહર્ષિ પતંજલિનું મહાભાષ્ય. દયાનંદે અઢી વર્ષ આ વ્યાકરણ

ગ્રંથોના અધ્યયન પાછળ ખર્ચી કાઢ્યાં. આર્ષ-અનાર્ષ ગ્રંથોનો ભેદ તેમને અહીં શીખવા મળ્યો. વેદો હજુ હાથ લાગ્યા નહોતા. પરંતુ આર્ષ સાહિત્યની નિષ્ઠાએ દયાનંદની આંખો ખોલી નાખી અને તેમના મસ્તિષ્કને એક વિશેષ જ્યોતિ પ્રદાન કરી : આર્ષ સાહિત્યમાં મૂર્તિપૂજા નથી, અવતારવાદ નથી, વેદો પ્રત્યે અતિશય આસ્થા છે, વેદો સૌના માટે છે, વેદો ઈશ્વરીય જ્ઞાન છે, વગેરે.

જે વાતો વિરજાનંદને નહોતી સૂઝી તે તેમના શિષ્ય દયાનંદને સ્પષ્ટ દેખાવા માંડી. ધીમે ધીમે દયાનંદને વેદોનો પરિચય પ્રાપ્ત થયો. વેદોને તેમણે અલગ ઢંગથી જોયા. 'સત્યાર્થપ્રકાશ'નું પ્રથમ સંસ્કરણ લખતી વેળા ઋષિ દયાનંદને વેદોનો પરિચય ઓછો હતો. પ્રયાગમાં લખવામાં આવેલ આ સંસ્કરણમાં તેમણે થોડાક જ વેદમંત્રો ટાંક્યા હતા. પરંતુ તેનું ઉદયપુરવાળું બીજું સંસ્કરણ તૈયાર કરતી વેળા દયાનંદની પ્રતિભા ચમકી ઊઠી, અને તેમણે ગ્રંથના પૂર્વાર્ધના દસેય સમુલ્લાસોના આરંભમાં વિષય-અનુકૂળ, પ્રસંગ-અનુકૂળ સુંદર વેદમંત્રો ટાંક્યા છે.

## ઋગ્વેદાદિભાષ્યભૂમિકા - અદ્ભુત ગ્રંથ

'ઋગ્વેદાદિભાષ્યભૂમિકા' ઋષિ દયાનંદનો એક ખૂબ જ વિચિત્ર અને અદ્ભુત ગ્રંથ છે. આ ગ્રંથમાં તેમણે પોતાના પ્રત્યેક દાર્શનિક અને સામાજિક સિદ્ધાંતનો આધાર વેદોને બનાવ્યા છે. વૈદિક વાઙ્મયના ઇતિહાસમાં આ પ્રથમ પ્રસંગ હતો કે કોઈ વિદ્વાને વેદોને જ્ઞાન-વિજ્ઞાનનો આટલો ઉદાર ને વ્યાપક આધાર સ્વીકાર કર્યા હોય. આ જ દયાનંદનું ઋષિત્વ હતું. આચાર્યત્વ અને પાંડિત્યમાં સાયણ અને મહિધર પણ દિગ્ગજ હતા, પરંતુ તેઓ વેદોને સમસ્ત માનવજીવનના પ્રેરણાસ્રોત બનાવી શક્યા નહિ. તેમણે વેદોને કર્મકાંડ પૂરતા જ મર્યાદિત રાખ્યા, જ્યારે દયાનંદે વિશ્વના સમસ્ત માનવો માટે વેદોને પ્રેરણાદાયક ઘોષિત કર્યા. આટલા સ્પષ્ટ રૂપે આ કામ મહર્ષિ યાસ્ક પણ નહોતા કરી શક્યા, કે જેમને હું સૌથી મોટા વેદજ્ઞ માનું છું - યાસ્ક જ ઇતિહાસમાં એક એવા વિદ્વાન થયા છે, જેમનો સંપૂર્ણ ઋગ્વેદ પર (પ્રથમ મંત્ર 'અગ્નિમીડે...'થી લઈ દસમા મંડળના અંતિમ સૂક્ત સુધી) ઠીક ઠીક અધિકાર હતો, અને એવું લાગે છે કે તેમણે પૂરા ઋગ્વેદનું અધ્યયન કર્યું હતું, અને તે અન્યોને ભણાવ્યો પણ હતો. એટલે જ તેઓ 'નિઘંટુ' જેવું સંકલન પ્રસ્તુત કરી શક્યા.

વેદ વિશ્વમાત્રને માટે છે, અને સર્વ યુગોના માનવોને જીવન-પ્રેરણાઓ

આપવા માટે છે. જો આ વાતનો સ્વીકાર કરી લેવામાં આવે તો એટલાથી જ અનેક ઉપપત્તિઓ આપમેળે જ સ્પષ્ટ થઈ જાય છે. જેમ કે -

- વેદમાં શાશ્વત ઇતિહાસ સિવાય અન્ય કોઈ (અનિત્ય) ઇતિહાસ નથી.
- વેદમાં આર્યાવર્તના ભૂગોળનો કોઈ જ ઉલ્લેખ નથી. તેમાં ન તો ગંગા નદીનો ઉલ્લેખ છે, ન યમુનાનો. વેદમાં ન તો વિંધ્ય પર્વત છે અને ન તો તેમાં કોઈ ઐતિહાસિક-ભૌગોલિક નામો જોવા મળે છે. વેદમાં ન દુષ્યંત છે, ન રામ છે, ન કૃષ્ણ છે. વેદમાં ન તો કોઈ ઐતિહાસિક અસુરનું નામ છે, અને ન તો કોઈ ઐતિહાસિક દેવતાનો ઉલ્લેખ.
- વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદ ભણવા-ભણાવવા અને સાંભળવા-સંભળાવવા એ સૌનો ધર્મ છે. પરંતુ જે અર્થમાં વેદ ઈશ્વરીય જ્ઞાન છે, તેની સમકક્ષતામાં ન તો ગુરુગ્રંથ સાહેબને મૂકી શકાય છે, ન કુરાનને; ન બાઇબલને, ન ગીતાને. વૈદિક સંહિતાઓ ફક્ત ચાર જ છે : ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ. આ સિવાયના અન્ય કોઈ પણ ગ્રંથને 'પંચમ વેદ' કહેવો એ એક પ્રકારની નાસ્તિકતા જ છે.
- વેદ, ઈશ્વર, સૃષ્ટિ અને સૃષ્ટિ-વ્યવસ્થામાં આસ્થા ધરાવતી વ્યક્તિ આર્ય છે, અને તેનાથી ભિન્ન જે કોઈ અજ્ઞાની-અવિદ્વાન છે તે દસ્યુ છે. આર્યો અને દસ્યુઓ બંને શરૂઆતથી જ સમકાલીન છે, અને તેઓ એક જ સ્થાને મૂળરૂપે અવતરિત થયા. બંનેય પૃથ્વી પર ધીરે ધીરે ફેલાયા. "દસ્યુઓને પરાજિત કરી તેઓને બીજે સ્થાને ખદેડી મૂકી આર્યોએ પોતાનો વિસ્તાર કર્યો" - એ વાતમાં કોઈ સચ્ચાઈ નથી. બંનેય ધરતી પર ધીરે ધીરે ફેલાયા. ટૂંકમાં, અહીંના મૂળ નિવાસીઓ દ્રવિડો હતા, અને તેમની ભૂમિ છીનવી લઈ આર્યોએ પોતાનો સામ્રાજ્યવાદ ઊભો કર્યો એ માન્યતા બિલકુલ મિથ્યા છે.
- વેદવાણી મનુષ્યની આદિ વાણી છે. ('વેદ' શબ્દ વાક્નો પર્યાય છે.) વેદ પ્રાપ્ત થયા પછી જ મનુષ્યએ પોતાની ચારો તરફ ફેલાયેલી સૃષ્ટિની એકે એક આવશ્યક વસ્તુને નામ આપવાનું શરૂ કર્યું. પોતાની અભિધાથી (એટલે કે શબ્દના મૂળ અર્થની બોધક શબ્દશક્તિથી) તેમણે નામ અને અર્થનો સબંધ સ્વીકાર કર્યો. આથી સ્પષ્ટ છે કે વેદના શબ્દો મૂળરૂપે યૌગિક (વ્યુત્પત્તિસિદ્ધ) રહ્યા હશે, અને ધીમે ધીમે બોધ થયા બાદ યોગ-રૂઢિતાનો પ્રવેશ થયો હશે. ભાષાની આ મૂળ વિશેષતા જ તેનું ઉપાદાનત્વ બની. વેદની ઋચાઓમાં ઉપસર્ગ પણ હતા અને પ્રત્યય પણ હતા.

આખ્યાત સૌથી વધારે મૂલ્યવાન હતા. બીજા નંબર આખ્યાતજ નામો એટલે કે સંજ્ઞાઓનો હતો, અને ઉપસર્ગ તથા નિપાતોએ મળીને ઋષિઓ માટે પેલી પ્રક્રિયા સુલભ કરી કે જેથી સંપન્ન ભાષા બની અને શાસ્ત્રોનું નિર્વચન થયું. શાસ્ત્રમાં શબ્દો રૂઢિ બન્યા એટલે કે એક શાસ્ત્રમાં એક શબ્દનો એક જ અર્થ નિશ્ચિત થયો. શાસ્ત્રમાં શબ્દોના અપભ્રંશોએ પણ મહત્ત્વપૂર્ણ યોગ આપ્યો. આ તદ્દભવ અને તત્સમોથી ભાષાના બહુવચનત્વનો આરંભ થયો, જેણે ભાષા-ભેદ ઉત્પન્ન કર્યો. આ પ્રવાહ સૃષ્ટિની આદિમ ભાષાથી લઈ આજ સુધી બરાબર ચાલ્યો આવે છે. દર ૨૦-૨૫ વર્ષે ભાષા બદલે છે, અને દર ૧૦-૧૫ ગાઉ પર લોકોની બોલીમાં પરિવર્તન આવી જતું જોવા મળે છે. હજારો વર્ષોની આ પ્રક્રિયામાં આજે ભાષાઓ એકબીજાથી એટલી દૂર નીકળી ગઈ છે કે ભૂમંડળની સમસ્ત ભાષાઓનો મૂળ સ્રોત એક છે - એમ કહેવું આજના ભાષાશાસ્ત્રીઓ માટે મુશ્કેલ બની ગયું છે....માનવજાતિનો ઉદ્દગમસ્રોત એક છે માટે ભાષાનો ઉદ્દગમસ્રોત પણ એક જ હોવો જોઈએ. (હું અહીં વૈજ્ઞાનિકોની સાંકેતિક ભાષાની વાત આ પ્રસંગે નથી ઉઠાવતો, અને ન તો ત્વરાલેખન કે કોમ્પ્યૂટરની ભાષાની વાત કરવા માંગું છું.)

- ઋષિ દયાનંદે આપણી સમક્ષ વેદ વિષે એક સહજ-સ્વાભાવિક આસ્થા મૂકી. આ સૃષ્ટિ કેવળ મનુષ્ય માટે જ નથી, બલ્કે તે મનુષ્ય સિવાયનાં અસંખ્ય અન્ય પ્રાણીઓ માટે પણ છે. આ સૃષ્ટિ તેમનાં પણ ભોગ, જ્ઞાન અને કર્મનું સ્થાન છે. પરંતુ વેદ ફક્ત મનુષ્ય માટેની ઈશ્વરપ્રદત્ત વાણી છે. ઈશ્વરે અન્ય પ્રાણીઓને પણ તે તે પ્રાણીઓનાં વાક્તંત્ર અને શ્રવણતંત્ર અનુકૂળ ઈશ્વરીય જ્ઞાન આપ્યું જ છે. પરંતુ સ્પષ્ટ વર્ણમાળાથી સજ્જ એવી વેદવાણી તો કેવળ મનુષ્ય માટે જ આપી છે, જે મનુષ્યનાં ઈશ્વરપ્રદત્ત વાક્તંત્ર અને શ્રવણતંત્રને સર્વથા અનુકૂળ છે. વેદની ભાષા મનુષ્યના વાક્તંત્રને બધી જ રીતે અનુકૂળ છે. બીજા શબ્દોમાં એમ કહી શકાય કે જે (ઈશ્વર) સત્તાએ મનુષ્યના વાક્તંત્રનું નિર્માણ કર્યું છે, તે જ સત્તાએ આપણને તે વાક્તંત્રને અનુરૂપ આ દિવ્ય જ્ઞાન આપ્યું છે - કંઠથી લઈ ઓષ્ઠ સુધીનાં માધ્યમથી ઉચ્ચારિત થતી વર્ણમાળામાં.
- દયાનંદે વેદ અંગે એક અપૂર્વ વાત ઘોષિત કરી : છાંદોગ્ય અને મુંડક ઉપનિષદો વેદાધ્યયનને 'અપરા વિદ્યા'ની કોટિમાં ગણે છે, અને વેદસંહિતાઓને માન્યતા આપવા છતાંય વેદાંગો અને અન્ય શાસ્ત્રોનો અધ્યયન-અધ્યાપન માટે સ્વીકાર કરે છે. ઋષિઓએ વેદાંગો શા માટે રચ્યાં ? તેનો ઉત્તર છે : વેદ સમજવા માટે. પરંતુ 'વેદમાં વેદાંગ છે' એમ માનવું એ ભિન્ન વાત છે. ઋષિ દયાનંદના વેદસંબંધી

વિચારોનો આધાર લઈને પં.ગુરુદત્ત વિદ્યાર્થી અને પં.ભગવદ્દત્ત વગેરે વિદ્વાનોએ જે આખ્યાઓ પ્રસ્તુત કરી છે તે પરથી એવું પ્રતીત થાય છે કે આપણા આ વિદ્વાન આચાર્યો ઋષિ દયાનંદના અભિપ્રાયને પૂરી રીતે સમજી શક્યા નથી.

■ હકીકતમાં ઋષિ દયાનંદની વેદ સંબંધી સમસ્ત આસ્થાઓ એ જ હતી, જે મહાભારત પહેલાના સમસ્ત ઋષિઓની હતી. અર્થાત જે વેદાંગો, ઉપાંગો અને ઉપનિષદોની રચના કરનાર વૈદિક ઋષિઓની હતી. મને પણ જ્યારે કોઈ મારી વૈદિક આસ્થાની વાત પૂછે છે ત્યારે હું પણ એમ જ કહું છું કે મારી પણ આસ્થા એ જ છે, જે બ્રહ્માથી લઈ જૈમિનિ સુધીના ઋષિઓની હતી. આ ઋષિઓએ વેદોને બદનામ નથી કર્યા. તેઓએ સમાજનો વિકાસ પણ કર્યો અને શાસ્ત્ર જ્ઞાન પણ વિકસિત કર્યું. પ્રાચીન આર્યોએ આ જ રીતે સમસ્ત શાસ્ત્રોનો ધીરે ધીરે વિકાસ પણ કર્યો અને વેદોની મર્યાદા પણ સુરક્ષિત રાખી.

■ હું નથી કહી શકતો કે મારી વાત હું સ્પષ્ટ કરી શક્યો છું કે નહિ. પરંતુ મારો અભિપ્રાય એ છે કે, આજના મનીષીઓ દ્વારા જે આધુનિક વિજ્ઞાન અને ટેકનોલોજી વિકસિત થઈ રહ્યાં છે, તેનું શ્રેય તેમને એટલે કે આજના મનીષીઓને પણ આપવું ઘટે....વિજ્ઞાનની પરંપરા એ કોઈ એક દસક કે એક શતકની દેણ નથી. ભૂખંડના માનવમાત્રના સાહચર્યથી વિજ્ઞાન ધીમે ધીમે વિકસિત થયું છે. વિકાસના આ નૈરંતર્યનો એક ઇતિહાસ છે. જે આજે છે તે સદાથી હતું, એમ માનવું એ ભૂલભરેલું છે. હા, એટલું સાચું કે જો પૂર્વ ઋષિઓ ન હોત તો નૂતન ઋષિઓ પણ ન હોત.

■ ઋષિ દયાનંદે વેદોને કર્મકાંડીય વિનિયોગોમાંથી મહદ્ અંશે મુક્તિ અપાવી. શ્રી અરવિંદ ઘોષે ઋષિ દયાનંદના આ સાહસની પ્રશંસા કરી છે. વેદોનો એક પણ મંત્ર વિનિયોગ માટે નથી. પરંતુ કેમ કે આપણી પરમ આસ્થા વેદોમાં છે, માટે આપણી એ સ્વાભાવિક પ્રવૃત્તિ રહી છે કે આપણા વ્યક્તિગત સદાચરણ માટે અથવા કોઈ સાર્વજનિક કાર્ય માટે આપણે વેદોની કોઈ પૂરી ઋચાનો કે ઋચાના કોઈ અંશનો તે કાર્યમાં વિનિયોગ કરી લઈએ છીએ. આવા 'હોતી' વિનિયોગોમાં કેટલીક વાર રૂપ-સમૃદ્ધિ પણ નથી હોતી. ઋષિ દયાનંદે પંચમહાયજ્ઞો અને સંસ્કારોમાં પરંપરાગત વિનિયોગો સ્વીકાર કર્યા છે, પરંતુ પોતાનાં વેદભાષ્યોમાં તેમણે આ વિનિયોગોનું નામ પણ નથી લીધું. આ જ તેમની વિશેષતા છે. 'શન્નો દેવી...' મંત્રથી આપણે આચમન કરી શકીએ છીએ, પરંતુ એ નિશ્ચિત છે કે આ મંત્ર વેદમાં આચમન માટે નથી. 'ભદ્રં કર્ણેભિઃ...' મંત્રનો વિનિયોગ કર્ણવેધ સંસ્કારમાં કરવામાં આવે છે, પરંતુ આ મંત્ર વેદમાં કર્ણવેધ માટે નથી. એટલું યાદ રાખવું જોઈએ કે

વિનિયોગો તો દરેક યુગમાં રહેવાના. વિનિયોગોથી બાઇબલની પંક્તિઓ અને કુરાનની આયતો પણ બચી શકી નથી. પરંતુ આ બાબતે આપણે સાવધાન રહેવાની જરૂર છે. માટે યાદ રાખવું જોઈએ કે (અવિવેકપૂર્ણ) વિનિયોગોથી વેદની ઋચાઓનું મૂલ્ય વધતું નથી, બલ્કે ઘટે જ છે. આ વિનિયોગો વેદની ગરિમા વધારતા નથી, બલ્કે તેને કમ જ કરે છે. આ વાત હું ખૂબ જ ટૂંકમાં કહી રહ્યો છું. આવા વિનિયોગોને કારણે ક્યારેક ક્યારેક વેદો બદનામ પણ થયા છે. શતપથ-બ્રાહ્મણની વ્યુત્પત્તિઓથી વેદાર્થ કરવામાં સહાયતા મળે, બસ એટલી જ માન્યતા ઋષિ દયાનંદે તેને આપી છે. વેદાંગો અને ઉપાંગો આર્ષ યુગના ગૌરવ છે, જ્યારે બ્રાહ્મણગ્રંથો અને આરણ્યકો આ યુગના વૈભવશાળી, પરંતુ પતનોન્મુખી યુગની રચના છે. આ વિષે અત્રે વધારે નહિ કહું.

## ઋષિ દયાનંદની પ્રતિપાદન શૈલી

ઋષિ દયાનંદ અભૂતપૂર્વ પ્રતિભાયુક્ત વ્યક્તિ હતા. કેટલાક મૂળ સિદ્ધાંતોનાં પ્રતિપાદન અને નિશ્ચય કરવામાં તેમને સમય લાગ્યો. તેમના વિચારોમાં ધીરે ધીરે પરિવર્તન આવ્યું. પહેલાં તેઓ શંકર-મતાનુયાયી અદ્વૈતવાદી હતા અને પંચદશી તેમનો પ્રિય ગ્રંથ રહ્યો. શરૂઆતમાં થોડા દિવસો તેમણે વૈષ્ણવોનું ખંડન કર્યું, અને શૈવોનું પ્રતિપાદન કર્યું. પરંતુ બાદમાં તેમણે શૈવોને પણ વૈષ્ણવો જેટલા જ વેદવિરુદ્ધ ઘોષિત કર્યા. આવી જ રીતે આરંભમાં જ્યારે તેમને જોઈએ તેવું જૈન સાહિત્ય પ્રાપ્ત થયું નહોતું ત્યારે બૌદ્ધ તથા જૈનોનાં કેટલાંક મંતવ્યો સમજવામાં તેમનાથી થોડી અસાવધાની પણ થઈ ગયેલી, અને તેને લીધે તેઓ મુશ્કેલીમાં પણ પડી ગયેલા. ખ્રિસ્તીઓ અને મુસલમાનોનાં મંતવ્યોના ખંડનમાં તેમણે પોતાની આલોચનાઓ બાઇબલ અને કુરાનની પંક્તિઓ પૂરતી જ મર્યાદિત રાખી. તેમણે એટલી સાવધાની જરૂર રાખી કે ખંડન કરતાં પહેલાં તેમણે કુરાનનો વિશ્વસનીય અનુવાદ કરાવવાનો પ્રયાસ કર્યો. તેમનો ઉદ્દેશ પવિત્ર હતો - સત્યાસત્યનો નિર્ણય. ભારતીયતાની દૃષ્ટિએ તેઓ નહોતા ઇચ્છતા કે દેશમાં ખ્રિસ્તીઓ અને મુસલમાનોની સંખ્યા વધે. આ દૃષ્ટિએ તેઓ હિંદુઓના 'પક્ષપાતી' હતા. પરંતુ સત્યાર્થપ્રકાશના તેરમા અને ચૌદમા સમુલ્લાસોમાં તેમણે હિંદુ ભારતીય રાષ્ટ્રીયતાનું નહિ, બલ્કે સત્યાસત્યનું જ ધ્યાન રાખ્યું. તેમણે બાઇબલ અને કુરાનની પંક્તિઓ સુધી જ પોતાની આલોચના સીમિત રાખી, કારણ કે તેઓ જાણતા હતા કે ખ્રિસ્તીઓના તમામ સંપ્રદાયો

બાઇબલનો સ્વીકાર કરે છે, અને ઈસુ ખ્રિસ્તનો પણ, અને સર્વ સંપ્રદાયોના મુસલમાનો કુરાન અને મહંમદ પયગંબર પર સમાન આસ્થા ધરાવે છે.

આજના આર્ય વિદ્વાનોએ ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મનો વધુ ઊંડાણથી અભ્યાસ કરવો જોઈએ. જેમ આપણે સાયણ-મહીધરનાં ભાષ્યોને અમાન્ય સમજીએ છીએ, તેવી જ રીતે મેં કેટલાક વિદ્વાન ખ્રિસ્તીઓને એમ કહેતા સાંભળ્યા છે કે જે અંગ્રેજી બાઇબલનો ઇંગ્લેંડમાં આટલા સમયથી પ્રચાર છે તે બાઇબલ લેટિન, ગ્રીક અને હિબ્રૂ ભાષાનાં પ્રામાણિક સંસ્કરણોનો વિકૃત અનુવાદ છે. આથી આપણા વિદ્વાનોએ ખ્રિસ્તીઓ તેમ જ ઇસ્લામના વિભિન્ન સંપ્રદાયોનો ગંભીરતાપૂર્વક અભ્યાસ કરવો જોઈએ, અને પછી તેઓનું ખંડન કરવું યોગ્ય છે. આજે અમેરિકા-યુરોપના ખ્રિસ્તી પાદરીઓ પોતપોતાની વ્યાખ્યાઓ વિચિત્ર રૂપે પ્રસ્તુત કરવા લાગ્યા છે. પહેલાં તેઓ વિજ્ઞાનનું જોરદાર શબ્દોમાં ખંડન કરતા હતા, પરંતુ ધીરે ધીરે તેઓ નરમ પડતા ગયા, અને આજે તો કોઈ કોઈ એમ પણ કહેવા લાગ્યા છે કે અમે પણ એ જ માનીએ છીએ, જે વિજ્ઞાન માને છે.

દયાનંદ ઋષિ છે, આપ્ત છે, સત્યના અદ્વિતીય-પરમસાહસી-આસ્તિક પ્રતિપાદક છે. પરંતુ આજના યુગમાં કોઈ સર્વશાસ્ત્રવેત્તા હોઈ શકતું નથી. પૂર્વ યુગોમાં પણ આમ જ હતું. વેદાંગ-ઉપાંગોના યુગમાં તેમ જ સોક્રેટિસ, પ્લેટો ને અરસ્તુના યુગમાં પણ આમ જ હતું. મત-વૈભિન્યનો સ્વીકાર નિરુક્તકારે, ઉપનિષદ્‌ના ઋષિઓએ અને ચરક-સુશ્રુતના આચાર્યોએ પણ કર્યો છે. મહર્ષિ દયાનંદે પોતાના વિશાળ સાહિત્યમાં અનેકાનેક વિષયોનું પ્રતિપાદન કર્યું છે. કેટલાક વિષયોના તેઓ મર્મજ્ઞ હતા, જ્યારે કેટલાક વિષયો તેમના અધ્યયન-મનન-અનુશીલનની બહારના હતા. એવાં સ્થળોએ તેમણે પૂર્વવર્તી આર્ષ વિદ્વાનોને પ્રામાણિક માન્યા છે....જેમ ઈશ્વરને પૂર્ણ રૂપે જાણી શકાતા નથી, તેમ તેણે રચેલી સૃષ્ટિને પણ પૂર્ણ રૂપે જાણી શકાતી નથી. તેનાં રહસ્યોનાં દ્વાર ધીરે ધીરે ખુલે છે. જેમ જેમ આપણે ઉપર જતા જઈએ છીએ તેમ તેમ ક્ષિતિજની જેમ આપણું જ્ઞાન પણ નિરંતર વિસ્તીર્ણ થતું જાય છે. ઋષિ દયાનંદ જેવી તેજસ્વી, તપસ્વી, સત્યનિષ્ઠ, સાહસી તેમ જ દૂરદર્શી વ્યક્તિઓ છેલ્લાં બે-ત્રણ હજાર વર્ષમાં જૂજ જ પાકી છે. પરંતુ યાદ રહે કે, દયાનંદ બુદ્ધ અને મહાવીરથી ભિન્ન હતા. તે ઈસુ તથા હજરત મહંમદ પણ ન હતા. તે મનુષ્ય હતા, કેવળ એક મનુષ્ય હતા; અને તેઓ ઇચ્છતા હતા કે લોકો પણ તેમને કેવળ મનુષ્યના રૂપમાં જ જુએ.

0 0 0

# ૩ : ક્રાંતિકારી ગ્રંથ - સત્યાર્થપ્રકાશ

હું હંમેશાં કહ્યા કરું છું કે આધુનિક યુગના બે ગ્રંથો મહાન છે : કાર્લ માર્ક્સનો 'દાસ કેપિટલ' અને સ્વામી દયાનંદનો 'સત્યાર્થપ્રકાશ'. આ બંને ગ્રંથોએ ક્રાંતિમાં ભાગ લીધો. આ બંને ગ્રંથોનો જનતાએ વિરોધ કર્યો, અને આજે પણ આ વિરોધ પ્રત્યેક દેશમાં કોઈ ને કોઈ સ્વરૂપે ચાલુ જ છે. કોઈ સ્વીકાર કરે કે ન કરે, પરંતુ એ હકીકત છે કે જનજીવન પર આ બંનેનો અક્ષુણ્ણ પ્રભાવ પડેલો જોવા મળે છે. આ બંને ગ્રંથો કાયમ વિવાદાસ્પદ રહ્યા છે, અને આગળ પણ રહેવાના છે. સ્વામી દયાનંદ માર્ક્સવાદી ન હતા, પરંતુ તેઓ તાનાશાહીના પક્ષમાં પણ ન હતા. જનતંત્રમાં તેમની અત્યંત નિષ્ઠા હતી. વિજ્ઞાન, ટેકનોલોજી અને ઉદ્યોગોના વિકાસમાં તેમની નિષ્ઠા હતી. ઓગણીસમી સદીના અંતમાં એ કલ્પના કરવી પણ મુશ્કેલ હતી કે નવા પ્રકારની ટેકનોલોજી તથા વિશાળકાય ઉદ્યોગોનો માનવજીવન તેમ જ દેશની આર્થિક વ્યવસ્થા પર કેવો પ્રભાવ પડશે. આથી કાર્લ માર્ક્સે તેના યુગમાં આ બાબતે વિશેષ અધ્યયન કર્યું, અને વિશ્વને એક નવું શાસ્ત્ર પ્રદાન કર્યું. આજ સુધીમાં આ શાસ્ત્રના અનેક પરિશોધ થઈ ચૂક્યા છે, અને દેશ-કાળની સ્થિતિ અનુસાર તેમાં બરાબર પરિવર્તન થતું રહેવાનું છે.

સ્વામી દયાનંદની દૃષ્ટિ યુરોપના વૈજ્ઞાનિક વિસ્તાર પર પણ પડી. આ સંબંધમાં તેમણે ત્રણ મહત્ત્વપૂર્ણ નિષ્કર્ષો તારવ્યા-

૧. *વિજ્ઞાન અને ટેકનોલોજીનો વિકાસ ભારતની અતિ પ્રાચીન પરંપરા દ્વારા પોષિત છે. આ દૃષ્ટિએ જોતાં આ કોઈ નવીન પ્રકારની ઉપલબ્ધિ નથી. આપણાં વેદાંગ, ઉપાંગ અને ઉપવેદ આ જ પરંપરામાં આવે છે.*

૨. *વૈજ્ઞાનિક શૈલી આપણને સ્થૂળતર જ્ઞાનમાંથી સૂક્ષ્મતર જ્ઞાન તરફ લઈ જાય છે. વિજ્ઞાનના અભ્યાસ પાછળનો હેતુ તેના મર્યાદિત ક્ષેત્રમાં સત્યનું અનુશીલન કરવાનો છે, અને આ પ્રકારના સત્યના અનુશીલનથી મિથ્યા અંધવિશ્વાસો અને કપોલકલ્પનાઓમાંથી વ્યક્તિ અને સમાજ મુક્ત થઈ શકે છે.*

૩. *વિજ્ઞાનથી ઉદ્યોગો અને ટેકનોલોજીને પ્રોત્સાહન મળે છે, અને તેના દ્વારા ગરીબી દૂર કરી દેશને સુખી-સમૃદ્ધ કરી શકાય છે.*

સ્વામી દયાનંદ ભૌતિક અને અધ્યાત્મના સમન્વયના પક્ષમાં હતા. અને વૈદિક દર્શન પણ આ પ્રકારના સમન્વયનું પ્રતિપાદન કરે છે. સ્વામી દયાનંદની દૃષ્ટિએ આ જગત ન તો મિથ્યા છે, ન તો સ્વપ્ન છે, અને ન તો આપણું આ શરીર અને શરીરનાં સમસ્ત તંત્રો પ્રયોજન વગરનાં ને અવિશ્વસનીય છે.

સ્વામી દયાનંદની એકનિષ્ઠ માન્યતા હતી કે વિજ્ઞાન ન તો આસ્તિકતાનો વિરોધ કરે છે, અને ન તો ધર્મ અને વિજ્ઞાનમાં કે ધર્મ, દર્શન અને વિજ્ઞાનમાં કોઈ સંઘર્ષ છે. ઓગણીસમી સદીના ધર્માચાર્યોમાં સ્વામી દયાનંદ ભૂમંડળ પર સર્વપ્રથમ આચાર્ય હતા, જેમણે આધુનિક વિજ્ઞાનનો પણ પ્રાચીન ભારતીય વિજ્ઞાનની પરંપરામાં સ્વીકાર કર્યો અને તેનું હાર્દિક સ્વાગત કર્યું. જો મહર્ષિ દયાનંદના સમયમાં આપણો દેશ આઝાદ થયો હોત, અને જો આપણે મહર્ષિના સંકેતોને સમજી શક્યા હોત તો આપણા દેશે આજે જાપાન, અમેરિકા, રશિયા વગેરે દેશોએ જે સમૃદ્ધિ હાંસલ કરી છે તે તો અવશ્ય પ્રાપ્ત કરી જ લીધી હોત. પરંતુ ખેદ છે કે આપણા દેશને 'સત્યાર્થપ્રકાશ' રચાયાનાં ૭૩ વર્ષો બાદ આઝાદી મળી. અને એટલામાં તો વિશ્વના અનેક દેશો આપણાથી ક્યાંય આગળ નીકળી ગયા. આથી વિજ્ઞાન અને ટેકનોલોજીના ક્ષેત્રમાં પેલા વિકસિત દેશોથી આગળ નીકળી જવું એ આજે આપણા માટે લગભગ અસંભવ જેવું થઈ પડ્યું.

## સત્યાર્થપ્રકાશનું પ્રથમ સંસ્કરણ

આપણે સૌએ રાજા જયકૃષ્ણદાસના આભારી રહેવું જોઈએ કે જેમની પ્રેરણાથી સ્વામી દયાનંદે 'સત્યાર્થપ્રકાશ' લખવાનો આરંભ કર્યો. ઈ.સ. ૧૮૭૪ના મે મહિનામાં મહર્ષિ દયાનંદ જ્યારે કાશી ગયા ત્યારે રાજા જયકૃષ્ણદાસ ત્યાં ડેપ્યુટી કલેક્ટર હતા. તેઓ ઇચ્છતા હતા કે મહર્ષિ જે વ્યાખ્યાનો, ઉપદેશો અને ભાષણો કરે છે, જો તેને લિપિબદ્ધ કરી લેવામાં આવે તો જનતાનો ભારે ઉપકાર થઈ શકે. ઓગણીસમી સદીમાં ન તો હિંદી શોર્ટ હેન્ડ ચાલતી હતી અને ન તો ટેપરેકોર્ડર હતા. આથી પિષ્ટપેષણ અને પુનરાવૃત્તિ વગેરે ન રહી જવા પામે તે માટે પોતાનાં ઉપદેશો અને ભાષણોની સામગ્રીને વિશેષરૂપે સુસંસ્કૃત કરી મહર્ષિ પોતે જ કોઈને લખાવી દે, અને પછી તેને પ્રકાશિત કરાવી દે તે સિવાય બીજો કોઈ વિકલ્પ ન હતો. રાજા જયકૃષ્ણદાસે મહર્ષિને જે શબ્દો કહ્યા તે કંઈક આ પ્રકારના હતા–

*"ભગવન, આપના ઉપદેશામૃતથી કેવળ એ જ વ્યક્તિઓ લાભ ઉઠાવી શકે છે, જેઓ આપનાં વ્યાખ્યાનો સાંભળે છે. પરંતુ જે લોકોને સ્વયં આપના મુખારવિંદથી ઉપદેશ શ્રવણ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થતું નથી તેઓ આ લાભથી વંચિત જ રહી જાય છે. એટલા માટે આપ જો તેને ગ્રંથરૂપે સંકલિત કરીને છપાવો તો જનતાનો મહાન ઉપકાર થાય; અને ભારતનાં ભાવિ સંતાનો પણ તેનો લાભ ઉઠાવી શકશે."*

મહામાનવ હોવા છતાંય સ્વામી દયાનંદ માત્ર માનવ હતા. તેમની એક જ પ્રતિજ્ઞા હતી : સત્યનું અનુશીલન, અને સત્યનું નિઃશંક પ્રતિપાદન. ગુરુ વિરજાનંદ પાસેથી તેમને જે આલોક પ્રાપ્ત થયો હતો તે વ્યાકરણના ક્ષેત્રમાં હતો – આર્ષ અને અનાર્ષ સંબંધમાં. તમામ ઋષિઓની વેદોમાં, વેદોના અપૌરુષેયત્વમાં અતૂટ શ્રદ્ધા રહી છે. આથી મહર્ષિ દયાનંદને વેદ પણ ઈશ્વર જેટલા જ પ્રિય હતા. ઈશ્વર અને વેદ – આ બંનેના સંબંધમાં તેમણે કોઈની પણ સાથે ક્યારેય સમાધાન કર્યું નથી. વેદની હસ્તલિખિત પ્રતો દેશમાં અલ્પ જ હતી, અને સ્વામી દયાનંદના સમયમાં દેશમાં મુદ્રિત વેદો તો હતા જ નહિ. વળી વેદોને વિસ્તારથી ભણવાનો સ્વામી દયાનંદને અવસર પણ મળ્યો નહોતો. આસ્થા અને પ્રતિભા, માત્ર એ બે જ તેમનાં અવલંબન હતાં. સ્વામી દયાનંદના વિચારોમાં નિરંતર વિકાસ થતો ગયો. તેમને લોકો સાથે શાસ્ત્રાર્થ કરવાનો અવસર મળતો રહ્યો. આને લીધે પણ સ્વામી દયાનંદને વિવિધ તર્કોનો લાભ ઉઠાવવાની તક મળી. તેમની અદ્વિતીય મેધા અને પ્રતિભાએ સિદ્ધાંત અને ધર્મશાસ્ત્રનાં સમસ્ત અંગો-ઉપાંગો પર નિર્ણય લેવાનો સુયોગ પ્રદાન કર્યો. તર્ક તેમનું આધાર હતો, અને સત્ય અને માત્ર સત્ય પ્રત્યેની શ્રદ્ધા એ તેમની પ્રતિજ્ઞા હતી. એટલા માટે તેઓ કોઈ પણ ક્ષેત્રમાં હઠધર્મી ન હતા, અને ન તો તેઓ કોઈ પણ પ્રકારની રૂઢિઓથી બંધાયેલા હતા. તેમનામાં વિદ્વાનોની પ્રતિભા અને ઋષિઓની દૂરદૃષ્ટિ અને ઉદારતા હતી. વિચારસ્વાતંત્ર્ય તો હતું જ. સત્ય પ્રતીત થાય તો તેઓ પોતાની રાય બદલવાને માટે પણ હંમેશાં તૈયાર જ રહેતા.

'સત્યાર્થપ્રકાશ' લખતાં પહેલાં તેમની એક બીજી પણ આસ્થા હતી : તેમને પોતાનું નવું તો કશુંય કહેવું જ ન હતું. જે કંઈ વેદોમાં છે, જે કંઈ બ્રહ્માથી લઈ જૈમિનિ સુધીના ઋષિઓએ લખ્યું છે, ફક્ત તેની તરફ જ ધ્યાન આકર્ષિત કરાવવા તેઓ ઇચ્છતા હતા. અનાર્ષ યુગમાં જે આર્ષવિરોધી તત્ત્વો સાહિત્ય તેમ જ જનતાના

વિચારોમાં સમાવિષ્ટ થઈ ગયાં હતાં તે તત્ત્વોનું નિરાકરણ કરવું એ જ તેમનું લક્ષ્ય હતું. સ્વચ્છ પાણીમાં જે અપદ્રવ્યો મિશ્રિત થઈ ગયાં હતાં તે દ્રવ્યોને અલગ કરી તેને દૂર કરવાં તેઓ ઇચ્છતા હતા. એટલા જ માટે તેમણે પોતાના ગ્રંથનું નામ 'સત્યપ્રકાશ' ન રાખી કેવળ 'સત્યાર્થપ્રકાશ' જ રાખ્યું છે. બંને નામોમાં જરાક જ અંતર છે. પરંતુ જે અંતર છે તે પણ યથાર્થ અંતર છે.

આપણા ઇતિહાસની સામગ્રી એમ બતાવે છે કે રાજા જયકૃષ્ણદાસના પ્રસ્તાવનો સ્વીકાર કરી મહર્ષિ દયાનંદે અષાઢ વદ ૧૩.સંવત ૧૯૩૧ (૧૨ જૂન. ૧૮૭૪) ને શુક્રવારના રોજ સત્યાર્થપ્રકાશ લખાવવાનું કાર્ય કાશીમાં શરૂ કર્યું. પં.ચંદ્રશેખર નામના એક મહારાષ્ટ્રીય સજ્જન લખતા જતા હતા. અને મહર્ષિ બોલતા જતા હતા. જો આપણે શ્રી હરવિલાસ સારદાની વાતને માની લઈએ તો એમ લાગે છે કે 30 જૂન સુધીનું લેખન કાર્ય કાશીમાં થયું. અને તે પછીનો ભાગ પ્રયાગમાં પૂરો કરવામાં આવ્યો. મહર્ષિ દયાનંદે સમસ્ત ગ્રંથ કોઈ ને કોઈની પાસે લખાવ્યો. અને તેનું મુદ્રણ કાર્ય પંડિતોની દેખરેખ હેઠળ કાશીમાં થયું.

સત્યાર્થપ્રકાશના પ્રથમ સંસ્કરણમાં કેટલીક વાતો ઉલ્લેખનીય હતી. ઉત્તમ પણ હતી. પરંતુ સંભવતઃ આવશ્યક સમજીને મહર્ષિએ બીજા સંસ્કરણમાં તેને સ્થાન ન આપ્યું. જેમ કે -

સન ૧૯30માં ગાંધીજીએ જે મીઠાનો સત્યાગ્રહ આરંભ કર્યો અને ગરીબોના વપરાશની સર્વસામાન્ય વસ્તુ એવા મીઠા (નોન) પર લેવામાં આવતા કરનો વિરોધ કર્યો. એ સમયે મહર્ષિનાં નિમ્ન વાક્યો આપણને બળ પ્રદાન કરી રહ્યાં હતાં-

*"એક તો એ વાત છે કે આ જે મીઠા તેમ જ પોનરોટી પર કર લેવામાં આવે છે તે મને ઠીક લાગતો નથી. કારણ કે મીઠા વગર તો ગરીબ લોકોનો પણ નિર્વાહ થતો નથી. મીઠાની જરૂર તો સહુને પડે છે. અને જે લોકો મહેનત-મજૂરીથી જેમતેમ કરીને નિર્વાહ કરે છે તેમના પર તો આ મીઠાનો કર દંડ તુલ્ય રહે છે." (સત્યાર્થપ્રકાશ. પ્રથમ સંસ્કરણ. પાન ૩૮૪ )*

સ્વામીજી ખર્ચીલા વાર્ષિકોત્સવોના પક્ષમાં પણ નહોતા. બ્રહ્મસમાજ વિશે પોતાના વિચારો લખતી વેળાએ તેમણે કહ્યું છે -

*"વાર્ષિક ઉત્સવ વગેરેમાં જે મેળાવડા કરવામાં આવે છે તેમાં પણ મને કોઈ ખાસ કલ્યાણ નજરે પડતું નથી. કારણ કે મનુષ્યની બુદ્ધિ બહિર્મુખ થઈ*

*જાય છે. અને ધનનો પણ અત્યંત ખર્ચ થાય છે." (એજન, પાન ૩૯૫ )*

સત્યાર્થપ્રકાશના પ્રથમ સંસ્કરણમાં સ્વામીજીએ સ્પષ્ટ લખ્યું છે કે, અંગ્રેજી કે કોઈ અન્ય ભાષા ભણવામાં મારો કોઈ વિરોધ નથી, પરંતુ પ્રથમ સંસ્કૃત પુસ્તકો અવશ્ય ભણવાં જોઈએ.(પાન ૩૯૫) સ્વામી દયાનંદના સમયે સમસ્ત ભારતમાં ઉચ્ચ શિક્ષણનું પરંપરાગત માધ્યમ સંસ્કૃત હતું. અને અંગ્રેજી વિશ્વવિદ્યાલયોની શરૂઆત તો સત્યાર્થપ્રકાશ લખાયાનાં ૧૬ વર્ષો પહેલાં જ થઈ હતી. ૧૮૫૮માં કલકત્તા, મુંબઇ અને મદ્રાસમાં ત્રણ વિશ્વવિદ્યાલયો સ્થાપિત થયાં હતાં. સ્વામી દયાનંદના સમયે કોઈને એ સ્વપ્ન પણ નહોતું કે, રાષ્ટ્રભાષા અને શિક્ષણના માધ્યમને લઈને દેશમાં ક્યારેક વિવાદ પ્રારંભ થઈ જશે. સ્વામી દયાનંદના શબ્દોમાં -

> *"કેવળ અંગ્રેજી ભણીને જ સંતોષ કરી લેવો એ તેઓની (એટલે કે બ્રહ્મસમાજીઓની) સારી વાત નથી. બલ્કે તમામ પ્રકારનાં પુસ્તકો વાંચવાં જોઈએ. પરંતુ જ્યાં સુધી વેદાદિ સત્ય-સનાતન સંસ્કૃત પુસ્તકોનો અભ્યાસ નહિ કરો, ત્યાં સુધી પરમેશ્વર, ધર્મ, અધર્મ, કર્તવ્ય, અકર્તવ્ય આદિ વિષયોને યથાવત જાણી નહિ શકો."* (પાન ૩૯૫)

સત્યાર્થપ્રકાશના પ્રથમ સંસ્કરણમાં ફક્ત ૧૨ સમુલ્લાસો જ છપાઈ શક્યા હતા. (૧૩મો સમુલ્લાસ મુસલમાનોના સંબંધમાં હતો, જ્યારે ૧૪મો સમુલ્લાસ અંગ્રેજોના ખંડનમંડનના વિષયનો હતો.) આજકાલ જે સત્યાર્થપ્રકાશનાં સંસ્કરણો મળે છે, તેમાં ૧૩મો સમુલ્લાસ ઈસાઈઓના વિચારો સાથે સંબંધ ધરાવે છે, જ્યારે ૧૪મો સમુલ્લાસ મુસલમાનોના વિચારો સાથે સંબંધ ધરાવે છે.

પ્રથમ સત્યાર્થપ્રકાશ પણ સ્વામીજીએ લખાવ્યું હતું, અને તેનું બીજું સંસ્કરણ - જે સ્વામીજીના મૃત્યુ બાદ ઈ.સ.૧૮૮૪માં પ્રયાગથી મુદ્રિત થયું - તે પણ સ્વયં સ્વામી દયાનંદ દ્વારા સંશોધિત-પરિવર્ધિત હતું. આ બાબતમાં વિવાદ ઉઠાવવો વ્યર્થ છે. ઓસ્ટ્રેલિયાના ડો.જોર્ડન્સે સ્વામી દયાનંદ વિશે હાલમાં જે મહત્ત્વપૂર્ણ અંગ્રેજી પુસ્તક "દયાનંદ સરસ્વતી : હિઝ લાઇફ એન્ડ આઇડિયાજ" લખ્યું છે તેમાં આ અંગે સારો પ્રકાશ પાડવામાં આવ્યો છે.

સત્યાર્થપ્રકાશનું પ્રથમ સંસ્કરણ ૨-૩ વર્ષોમાં સમાપ્ત થઈ ગયું. તેમાં અમુક અંશો પ્રક્ષેપ પણ હતા, જે તરફ મહર્ષિએ લોકોનું ધ્યાન આકર્ષિત કર્યું હતું. પરંતુ માત્ર એ દોષોને કારણે જ પ્રથમ સંસ્કરણનું વેચાણ રોકવામાં આવ્યું નહોતું.

તેના સંશોધનની યોજના (સં.૧૯૩૬, ઈ.સ.૧૮૭૯) માં ઘડાઈ ચૂકી હતી. (દ્રષ્ટવ્ય : આ અંગેનું સં.૧૯૩૮, ઈ.સ.૧૮૮૧માં પ્રસિદ્ધ વિજ્ઞાપન) ત્યારે વૈદિક યંત્રાલય પ્રયાગમાં હતું. સંભવતઃ અહીં મુદ્રણની વ્યવસ્થા સંતોષજનક નહોતી. 'વેદાંગ પ્રકાશ' પણ અહીં જ છપાતો હતો, અને બીજું કેટલુંક પણ અહીં જ છપાતું હતું. આથી સત્યાર્થપ્રકાશના મુદ્રણમાં વિલંબ થયો. પ્રથમ કોપી ૧૯મી ઓગસ્ટ, ૧૮૮૨ના રોજ પ્રેસમાં મોકલવામાં આવી હતી. મહર્ષિ દયાનંદનું મૃત્યુ ૩૦મી ઓક્ટોબર, ૧૮૮૨ના રોજ દીપાવલીના દિવસે થયું, અને સત્યાર્થપ્રકાશ જનતા સમક્ષ આવ્યો ૧૮૮૪માં - "*પ્રયાગ નગરે મનીષિ સમર્થદાનસ્ય પ્રબન્ધેન વૈદિક યન્ત્રાલયે મુદ્રિતઃ*". તેનું મૂલ્ય અઢી રૂપિયા હતું, અને પોષ્ટ ખર્ચ લેવામાં આવતો નહોતો. આ વાતની વિજ્ઞપ્તિ સત્યાર્થપ્રકાશના મુખપૃષ્ઠ પર છાપવામાં આવી હતી. આ દ્વિતીય સંસ્કરણ ૨૦૦૦ પ્રતોનું છાપવામાં આવ્યું હતું.

## સત્યાર્થપ્રકાશ અને ભાવક્રાંતિ

ઈ.સ.૧૮૭૫માં આર્યસમાજની સ્થાપના થઈ. ધીરે ધીરે સમસ્ત ઉત્તર ભારતમાં આર્યસમાજો સંસ્થાપિત થવા માંડ્યા. એ હર્ષની વાત છે કે અનેક આર્યસમાજોએ હમણાં છેલ્લાં કેટલાંક વર્ષોમાં પોતાની શતાબ્દીઓ પણ ધૂમધામથી મનાવી છે. એ ઠીક છે કે આપણો મૂળ આસ્થા ગ્રંથ વેદ છે. વેદ જ અપૌરુષેય તેમ જ પરમપ્રમાણ છે, પરંતુ છેલ્લાં બે હજાર વર્ષોનો ઇતિહાસ એટલો વિકૃત થઈ ચૂક્યો હતો કે વેદોમાંથી સીધી પ્રેરણા પ્રાપ્ત કરવાનો ઉત્સાહ મનુષ્યોમાં રહ્યો જ નહોતો. મતમતાંતરોએ આસ્થાઓને કલુષિત કરી રાખી હતી. આવી સ્થિતિ કેવળ આપણા એક જ દેશની નહોતી, બલ્કે સંસારના બધા જ દેશોની હતી. લગભગ સમસ્યાઓ બધી જગ્યાએ એક જ પ્રકારની હતી. વિશ્વના ધર્મો અથવા ધાર્મિક સંપ્રદાયો બે ભાગમાં વિભક્ત હતા : આસ્તિક ધર્મ અને નાસ્તિક ધર્મ. આ બે વિભાગોના પણ અનેક ઉપવિભાગો હતા. નાસ્તિકો આપણા દેશમાં બૌદ્ધ, જૈન અને ચાર્વાકોનાં સંઘટનો રૂપે મોજૂદ હતા કે જેમને આપણે આર્યેતર ધર્મો કહેતા હતા. આ જ રીતે ૧૮મી સદીથી - વિશેષ કરીને યુરોપમાં - નાસ્તિક ધર્મો એ હતા કે જે ઈસાઈ મતને ઉપેક્ષાની નજરે જોતા હતા. ઉપેક્ષાનું પ્રથમ કારણ બાઇબલ ગ્રંથ હતો, જ્યારે બીજું કારણ ઈસુ ખ્રિસ્તનું ચમત્કારી જીવન હતું. આ બંને પ્રત્યે ઉપેક્ષા થવા માંડી એટલે ઈશ્વર પ્રત્યે પણ ઉપેક્ષા થવા લાગી, અને સ્વર્ગ બાબતે લોકોના

મનમાં સંદેહ ઉત્પન્ન થવા માંડયો. વિવેકહીન સિદ્ધાંત, નકામા સ્વાર્થપૂર્ણ કર્મકાંડોની બૃહદ જાળ, તેમ જ રૂઢિઓ અને અંધવિશ્વાસોના વ્યાપક પ્રભાવના વિરોધમાં ક્રાંતિ થવી સ્વાભાવિક હતી. સંસારમાં ત્રણ-ચાર મુખ્ય મજહબો હતા - ઈસાઈ, ઇસ્લામ, બૌદ્ધ અને હિંદુ. ૧૯મી અને ૨૦મી સદીમાં એ દૃષ્ટિએ આ ચારમાંથી ઈસાઈ અને મુસ્લિમ આ બે જ મજહબો કર્મઠ હતા, કે જે પોતાનાથી ભિન્ન મજહબના લોકોને પોતાના મજહબમાં આવવાનું મુક્ત ભાવે નિમંત્રણ આપતા હતા, અને આ બાબતે સક્રિય હતા. આજે પણ આ બે મજહબો સક્રિય છે. આફ્રિકાથી લઈ વેસ્ટ ઇન્ડિઝ સુધી હું જ્યાં જ્યાં ગયો, મને બધે જ ત્યાંના આદિવાસીઓની વચ્ચે કામ કરનારાં બે જ સંગઠનો જોવા મળ્યાં - મુસલમાનોનાં અને ખ્રિસ્તીઓનાં. આ રીતે જોતાં તો આ બે જ વિશ્વધર્મો છે એમ કહી શકાય. હિંદુ ધર્મના વિભિન્ન સંપ્રદાયોનાં મંદિરો પણ વિદેશોમાં બહુવ્યાપી થઈ રહ્યાં છે, પરંતુ આ મંદિરોમાં જવાવાળા લોકો ફક્ત ભારતવંશી હિંદુ જ છે. (હરે રામ હરે કૃષ્ણ સંગઠનને આનો થોડો અપવાદ કહી શકાય, પરંતુ તે પણ નહિવત; કેમ કે કેવળ ગૌરાંગ દેશોમાં જ તેનું આકર્ષણ છે.) આર્યસમાજે સૈદ્ધાંતિક દૃષ્ટિએ તો સ્વીકાર કર્યો છે કે, તેનાં દ્વાર તમામ દેશોના નાગરિકો માટે ખુલ્લાં છે. પરંતુ જ્યાં જ્યાં પણ હું વિદેશમાં ગયો છું ત્યાં આર્યસમાજના સંગઠનમાં ક્યાંય મને બે-ચાર ક્રિઓલ, બે-ચાર આફ્રિકી, બે-ચાર બાંટુ પણ જોવા ન મળ્યા. હિંદુઓનું અભિન્ન અંગ બની જવાને કારણે હિંદુઓના સમસ્ત દોષોથી આર્યસમાજ પણ આજે ગ્રસિત છે. બૌદ્ધ ધર્મ પણ આજે ક્રિયાશીલ રહ્યો નથી. ભારતમાં બૌદ્ધ બનવાની એક લહેર કેટલાક સમુદાયો અને નગરોમાં ચાલી હતી, પરંતુ જે દેશોમાં પહેલાં ક્યારેક બૌદ્ધ થઈ ગયા હતા તેઓ પણ આજે પરંપરાથી જ બૌદ્ધ છે. હિંદુ અને બૌદ્ધ ધીરે ધીરે મુસલમાન કે ઈસાઈ થઈ રહ્યા છે.

સત્યાર્થપ્રકાશની રચના મહર્ષિ દયાનંદે એક વિચિત્ર ઉદ્દેશ્યથી કરી હતી. તેમનું લક્ષ્ય મજહબને ધર્મમાં પરિવર્તિત કરી દેવાનું હતું. મજહબનો આધાર પણ ધર્મ છે, પરંતુ મજહબ માટે વિકૃતિઓ, રૂઢિઓ અને અંધવિશ્વાસોનું હોવું જરૂરી છે. હું મજહબ અથવા સાંપ્રદાયિક ધર્મોની પરિભાષા નિમ્ન સમીકરણ દ્વારા વ્યક્ત કરું છું -

*મજહબ (હિંદુ, મુસલમાન, ઈસાઈ વગેરે) = ધર્મ +*

*(અંધવિશ્વાસ, રૂઢિઓ, નકામા કર્મકાંડો)*

સ્વામી દયાનંદે પણ આ જ દૃષ્ટિએ તમામ મતમતાંતરોના વિદ્વાનોને સંબોધિત કરીને કહેવાનું સાહસ કર્યું હતું કે, ધર્મની સાથે આ જે વિકૃતિઓ ભળી

ગઈ છે. તેને જો આપણે પરસ્પર સત્યાસત્યનો નિર્ણય કરી અલગ કરી નાખીએ તો આપણે સૌ એક જ ધર્મને માનવાવાળા થઈ શકીએ. સ્વામી દયાનંદની દૃષ્ટિએ શૈવ-વૈષ્ણવ દ્વેષ, આર્ય-જૈન દ્વેષ, શિયા-સુન્ની દ્વેષ, રોમન કેથોલિક-પ્રોટેસ્ટંટ દ્વેષ, ઈસાઈ-યહૂદી દ્વેષ, અને આસ્તિક-નાસ્તિક દ્વેષ - આ બધા જ વ્યર્થના પ્રશ્નો છે, જેને આપણે સરળતાથી દૂર કરી શકીએ છીએ. સત્યાર્થપ્રકાશ ગ્રંથ આ જ દૃષ્ટિએ લખવામાં આવ્યો છે. પરસ્પરના દ્વેષોને સમાપ્ત કરવા એ જ સત્યાર્થપ્રકાશનો એકમાત્ર ઉદ્દેશ્ય છે. જે લોકો સત્યાર્થપ્રકાશની ભાવનાને સમજતા નથી તેઓ અંધારામાં છે. સ્વામી દયાનંદે પોતાની આ મહાન કૃતિમાં આરંભથી અંત સુધી જે કોઈના સંબંધમાં જે કાંઈ આક્ષેપો કર્યા છે, તે આક્ષેપો વૈયક્તિક નથી, બલ્કે વિકૃતિઓના સંબંધમાં છે.

સ્વામી દયાનંદને બધા જ સંપ્રદાયોમાં લગભગ એક જ જેવી વિકૃતિઓ જોવા મળી : ઈશ્વર અને મનુષ્યની વચ્ચે કોઈ અવતારી પુરુષ કે પયગંબરનું આવી જવું, ઈશ્વરના સ્થાને એ વ્યક્તિની પૂજા ચાલુ થઈ જવી, અને એ મધ્યસ્થ વ્યક્તિનું ચમત્કારી હોવું. વિકૃતિઓનો પ્રારંભ મહાત્મા બુદ્ધ અને મહાત્મા મહાવીરના સમયથી શરૂ થયો, જેમના અનુયાયીઓએ પોતાના પ્રવર્તકોને તેમના મૃત્યુ બાદ ઈશ્વરની સમાનતાનું સ્થાન આપી દીધું. ભારતીય આર્યબંધુઓએ પણ એમની દેખાદેખીમાં દસથી લઈ ચોવીસ સુધી અવતારોની કલ્પના કરી, અને બૌદ્ધ મંદિરો સમાન પોતાનાં મંદિરો બનાવ્યાં, અને પૂજાપાઠનો આડંબર ઊભો કર્યો. આવો જ આડંબર રોમન કેથોલિક ઈસાઈઓએ ઈસુ અને મરિયમનાં નામ પર પોતાનાં વિશાળ ગિરજાઘરોમાં આરંભ કરી દીધો. મુસલમાનભાઈઓએ મહંમદ સાહેબની મૂર્તિઓ તો સ્થાપિત ન કરી, પરંતુ હજરત રસૂલને ખુદાની સાથે એક વિશેષ સ્થાન આપી દીધું, અને રસૂલની પાક જિંદગી સાથે ચમત્કારો આરોપિત કરી દીધા. સ્વામી દયાનંદનો એ મહાન સંદેશ છે કે -

*"આપણામાંનો કોઈ પણ મહાપુરુષ એટલો મોટો નથી કે તે ઈશ્વરનું સ્થાન લઈ શકે. જે હાડમાંસના પિંજરમાં આવ્યો છે તે પાપવિદ્ધ હોવાનો જ. આપણે સૌ માનવ છીએ, અને આપણા સૌમાં માનવીય દુર્બળતાઓ રહેલી છે. આપણામાંનો કોઈ પણ મનુષ્ય આવાગમનની વ્યવસ્થાથી મુક્ત નથી. કર્મબંધનમાં આપણે સૌ પરતંત્ર છીએ. પરમાત્મા સૃષ્ટિકર્તા, જ્ઞાનનો સ્રોત, અને વ્યવસ્થાનો નિયામક છે. તે પોતાનાં કાર્યોમાં કોઈની સહાયતાની અપેક્ષા કરતો નથી."*

સ્વામી દયાનંદનું આ તત્ત્વદર્શન જ વૈદિક ધર્મ છે. આ તત્ત્વદર્શનથી ભિન્ન અવસ્થાઓને માનવું એ જ વિકૃતિ છે. સંસારના તમામ સંપ્રદાયો આ જ વિકૃતિથી ગ્રસ્ત છે. બધા જ સંપ્રદાયોના રોગ એક જેવા જ છે, અને માટે તેનો ઉપચાર પણ એક જેવો જ છે. આ દૃષ્ટિકોણને લઈને સ્વામી દયાનંદે પોતાના આ ક્રાંતિકારી ગ્રંથનું પ્રણયન કર્યું. બધા જ રોગીઓને આ ગ્રંથ અંગે લગભગ એક જ જેવી ભ્રાંતિ થઈ, અને સૌએ એક જ પ્રકારે તેનો વિરોધ કર્યો. કોઈએ કહ્યું કે આટલી પંક્તિઓ સત્યાર્થપ્રકાશમાંથી કાઢી નાખવામાં આવે. કોઈએ કહ્યું કે આ સમુલ્લાસ સત્યાર્થપ્રકાશમાંથી કાઢી નાખવામાં આવે. કોઈને કંઈક અહીં ભોંકાયું તો કોઈને કંઈક ત્યાં ભોંકાયું. લોકોએ એ જોવાનું કષ્ટ ન કર્યું કે આ ભોંક-પીડા શાના કારણે છે.

વૈદિક આસ્થાઓનો આધાર સત્ય, અહિંસા અને તપ છે. સત્યાર્થપ્રકાશના સંબંધમાં બધા જ સંપ્રદાયોએ પોતપોતાની રીતે વિરોધ કર્યો, કારણ કે સત્યાર્થપ્રકાશ સાંપ્રદાયિકતાનો વિરોધી હતો, અને સંપ્રદાયોના પોષકોનો સ્વાર્થ એ જ વાતમાં હતો કે સાંપ્રદાયિક વિકૃતિઓ ભોળીભાળી જનતાને બરાબરની ભ્રમિત કરતી રહે.

## સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ

સત્યાર્થપ્રકાશના ચૌદેય સમુલ્લાસો પોતપોતાની રીતે વિશેષ મહત્ત્વપૂર્ણ છે. આ સમુલ્લાસોનો જે ક્રમ છે તે ક્રમ પણ બુદ્ધિપૂર્વક અને સપ્રયોજન છે. પ્રથમ દસ સમુલ્લાસો મહર્ષિ દયાનંદ દ્વારા પુનઃ પ્રચારિત અને વેદાદિ શાસ્ત્રો દ્વારા પ્રતિપાદિત આસ્થાઓ અનુસાર છે. દયાનંદે આ સમુલ્લાસોમાં પોતાનું નવું કંઈ જ નથી આપ્યું. પરંતુ ૧૯મી સદીની સ્થિતિને સમજતાં આપણને એ બધું નવા જેવું પ્રતીત થાય છે. પારિભાષિક શબ્દો તો એના એ જ છે, જેનાથી મધ્યકાલીન હિંદુ માત્ર પરિચિત હતો. પરંતુ મૌલિકતા એ વાતમાં છે કે દયાનંદે મધ્યકાલીન ભાવનાઓને સર્વથા બદલીને આ પરિભાષાઓને પુરાતન પરંપરા અનુકૂળ બનાવી દીધી. સ્વામી દયાનંદના આ દૃષ્ટિકોણથી પરિચિત થવા માટે આપણે વિચારપૂર્વક એ પરિભાષાઓને સમજવી પડશે, જે મહર્ષિએ ચૌદમાં સમુલ્લાસ પછી ગ્રંથના અંતમાં "સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ" રૂપે પ્રગટ કરી છે. આ જ પરિભાષાઓનું સહેજ પરિવર્તિત રૂપ આપણને તેમની એક અન્ય લઘુ રચના "આર્યોદ્દેશ્યરત્નમાળા" માં પણ જોવા મળે છે. આ પરિભાષાઓ પુરાણી રૂઢિઓથી

સર્વથા વિપરીત છે. મને સ્વામી દયાનંદના ચિંતનની મૌલિકતા આ પરિભાષાઓમાં થાય દૃષ્ટિગોચર છે. સત્યાર્થપ્રકાશનો ભલે ગમે તેટલો વિરોધ કેમ નથી થતો, પરંતુ કોઈ પણ વ્યક્તિને આ પરિભાષાઓ માનવામાં સંભવતઃ સંકોચ નહિ જ થાય. ધર્મ, દેવપૂજા, તીર્થ, પુરૂષાર્થ, પ્રારબ્ધ, પુરોહિત, ગુરુ, આપ્ત, પરીક્ષા, સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના, સગુણ-નિર્ગુણ, યજ્ઞ, અર્થ, કામ - આવા તમામ વિષયો સંબંધી મંતવ્યો ઋષિ દયાનંદનાં મંતવ્યોની ગરિમાનાં સૂચક છે.

## સત્યાર્થપ્રકાશ દ્વારા પ્રેરિત સાહિત્ય

એ વાતમાં કોઈ શંકા નથી કે સત્યાર્થપ્રકાશનો સારો એવો લાભ આર્યસમાજના વિરોધીઓએ ઉઠાવ્યો છે. એ લોકો કે જેઓ મજહબમાં વિવેકને સ્થાન આપવાના પક્ષમાં ન હતા, તેઓ પણ આ ગ્રંથના પ્રભાવમાં આવીને પોતાનાં મંતવ્યોને તર્ક અને આધુનિક તથ્યોના આધારે પ્રસ્તુત કરવા માંડ્યા. ગપોડાંમાં વિશ્વાસ કરતા લોકો પણ પોતાનાં ગપોડાંની વૈજ્ઞાનિકતા સિદ્ધ કરવાનો પ્રયાસ કરવા લાગ્યા. મનોવૃત્તિનું આ પરિવર્તન આર્યસમાજ અને સત્યાર્થપ્રકાશનો સૌથી મોટો વિજય છે. કોઈને અવતારવાદમાં માનવસૃષ્ટિના વિકાસનો ક્રમ નજરે પડવા માંડ્યો, તો કોઈએ પોતાના ચરિત્રનાયકોનાં ચરિત્રોને નૈતિકતાનું રૂપ આપવાનો પ્રયાસ કર્યો.

આર્યસમાજના ક્ષેત્રની બહાર પણ ન જાણે કેટલા પ્રયત્નો થઈ રહ્યા છે, જેમાં વૈદિક ઋચાઓના આધાર પર વૈજ્ઞાનિક તથ્યોનું નિરૂપણ કરવામાં આવી રહ્યું છે - સાયણભાષ્યના આધારે નહિ, બલ્કે દયાનંદની શૈલીના આધારે. "વેદમાં સર્વ સત્ય વિદ્યાઓ બીજરૂપે છે" - તેની પુષ્ટિનાં પ્રમાણો નિરંતર વધતાં જ જાય છે. જાન્ લે મેઈ (Jeanle Mee) ના "Hymns From the Rigveda" નામના પુસ્તકની ભૂમિકામાં લખ્યું છે કે, 'નાસદીય સૂક્ત'ના મંત્રોમાં ગણિતનાં તથ્યો સ્પષ્ટરૂપે નજરે પડે છે. તેમણે લખ્યું છે -

"In the fifth stanza is a brilliant example of the mathematical and symbolism alluded to in the introduction. The vertical and crosswise directions indicated give in words the substance of a 'sutra' yielding a general and elegant method of multiplication and division while keeping the orders seperate..."

*('તિરશ્ચીનો વિતતો રશ્મિરેષામધઃ સ્વિદાસીદુપરિ સ્વિદાસીત ।' - ઋગ્વેદ : ૧૦.૧૨૯.૫)*

હું એમ નથી કહેતો કે મહર્ષિ પછી આ દિશામાં જેટલા પણ પ્રયાસો થયા છે તે સઘળા પ્રયાસો સ્તુત્ય અને માન્ય છે. કારણ કે હું એવું માનું છું કે શ્રુતિમાં શાસ્ત્રનું બીજ તો છે, પરંતુ શ્રુતિમાં શાસ્ત્રનો વિસ્તાર અને વર્ગીકરણ નથી; અને ન તો આપણે શ્રુતિની સાથે સમજાય નહિ એમ લાંબી લાંબી વાતો કરી ઉખાણાં ઉકેલવા જેવો વ્યવહાર કરવો જોઈએ.

સત્યાર્થપ્રકાશ ઓગણીસમી સદીમાં લખાયેલો ગ્રંથ છે, અને તેનો આધાર મહર્ષિ દયાનંદના અનુભવો અને તેમની દિવ્ય પ્રતિભા છે. સંભવ છે કે જો આજે તેઓ જીવિત હોત તો તેમને આ ગ્રંથના ઉત્તરાર્ધના ચાર સમુલ્લાસોમાં જરૂરી નવીન પરિવર્તનો કરવાં પડ્યાં હોત. સ્વતંત્ર થયા બાદ દેશમાં નવીન ભગવાનો, નવીન ઢોંગ-પાખંડ, નવીન અવતારી વ્યક્તિઓ, નવીન માતાઓ, આચાર્યો અને ગુરુઓના પ્રપંચો, કીર્તન વગેરેની નવીન પરંપરાઓ અને યજ્ઞ સંબંધી અંધવિશ્વાસો પણ નવીન રૂપે આરંભ થઈ ગયા. જૈનો અને બૌદ્ધોમાં એટલા સંપ્રદાયો છે કે તેમની સમાલોચનાઓ પણ નવા રૂપે કરવાની આવશ્યકતા છે. આવું જ મુસલમાનો ને ખ્રિસ્તીઓ માટે છે. માટે હવે કેવળ મહર્ષિએ આપેલી સમાલોચનાઓથી જ કામ ચાલે તેમ નથી. સત્યાર્થપ્રકાશનો પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રભાવ બધા જ સંપ્રદાયો પર પડ્યો છે. આ દૃષ્ટિએ મારો આર્ય વિદ્વાનોને આગ્રહ છે કે તેઓ ફરીથી સહાનુભૂતિપૂર્વક પોતાના પડોશીઓના મતમતાંતરોનું અધ્યયન કરે, અને વૈદિક સિદ્ધાંતોની દૃષ્ટિએ જે આલોચનાઓ જરૂરી જણાય તેને દૃઢતા તેમ જ નિર્ભયતાપૂર્વક સંયત ભાષામાં અભિવ્યક્ત કરે. અને એ વાત હંમેશાં યાદ રહે કે આ દિશામાં સત્યાર્થપ્રકાશ કેવળ પથપ્રદર્શક ગ્રંથ છે, અંતિમ ગ્રંથ નથી. ઐતિહાસિક દૃષ્ટિએ સત્યાર્થપ્રકાશ આલોચના-સાહિત્યનો હિંદી ભાષામાં લખાયેલો સર્વ પ્રથમ મહત્ત્વપૂર્ણ ગ્રંથ છે. તત્ત્વજ્ઞાન સંબંધી સાહિત્ય સાથે સંબંધ ધરાવતા હિંદી ગદ્યનો એ સર્વ પ્રથમ ઐતિહાસિક ગ્રંથ છે. ભારતેન્દુ હરિશ્ચંદ્રનું જે સ્થાન હિંદી ભાષાના નિર્માણમાં છે, તે કરતાં ક્યાંય ઊંચું સ્થાન એ ગ્રંથના લેખકનું છે. છેલ્લાં સો વર્ષોમાં હિંદી ગદ્યનો કોઈ પણ ગ્રંથ આટલો લોકપ્રિય થયો નથી, જેટલો સત્યાર્થપ્રકાશ થયો છે. તેને જ એ ગૌરવ પ્રાપ્ત છે, જે દેશ-વિદેશની આટલી બધી ભાષાઓમાં અનૂદિત થઈ ક્રાંતિનો સંદેશ ફેલાવતો માનવમાત્રની સેવા કરી રહ્યો છે.

સંપૂર્ણ સત્યાર્થપ્રકાશ ભારતની પરિસ્થિતિઓને ધ્યાનમાં રાખીને લખવામાં આવ્યો છે. દ્વૈતવાદની સમસ્યા આ દેશના પંડિતોની સમસ્યા હતી. અને આ દૃષ્ટિએ તેના પ્રથમ સમુલ્લાસમાં પરમાત્માના અનેક નામોના યૌગિક અર્થ આપવા જરૂરી લાગ્યા. ભારતેતર દેશોના નિવાસીઓ માટે આ વિવાદ નિરર્થક જેવો છે. આગળના સમુલ્લાસોમાં પણ ભારતીય કુરીતિઓ અને કુપ્રથાઓનો ઉલ્લેખ છે. અંધવિશ્વાસો બધા જ દેશોમાં છે, પરંતુ તેની આલોચના માટે એ પરમાવશ્યક છે કે ત્યાંની પરિસ્થિતિઓને અને ત્યાંના સમાજને સમજીને નવીન સાહિત્યનું નિર્માણ કરવામાં આવે. સત્યાર્થપ્રકાશનું અધ્યયન ફક્ત એ લોકો પુરતું જ સીમિત રહી શકે છે, જેઓ ભારતીય ભાષા, ભારતીય દર્શન, અને ભારતીય પરંપરાઓથી પરિચિત છે, અને જેઓ ભારતીય સંસ્કૃતિના મર્મજ્ઞ છે. સત્યાર્થપ્રકાશને આધાર બનાવીને એવા સાહિત્યની રચના કરવી પરમાવશ્યક છે. જેને વિદેશીઓ સુધી પહોંચાડી શકાય. આ કાર્ય સત્યાર્થપ્રકાશના અનુવાદ માત્રથી પુરું થઈ શકે તેમ નથી. ૨૧મી સદીમાં આપણે આ પ્રકારનું સાહિત્ય પણ તૈયાર કરવું પડશે - વિશેષરૂપે ત્રણ પ્રકારના સમાજ માટે - (૧) ઇસ્લામ મત જે દેશોમાં પ્રચલિત છે તે દેશો માટે, (૨) ખ્રિસ્તી મત જે દેશોમાં પ્રચલિત છે તે દેશો માટે, (૩) બૌદ્ધ મતનો જે દેશોમાં સંપર્ક થયો છે તે દેશો માટે. આ સિવાયનો એક ચોથો વર્ગ પણ છે, જે સંપ્રદાય-નિરપેક્ષ જેવો છે અને આધુનિક યુગના વિચારોથી પ્રભાવિત છે. એટલું તો નિશ્ચિત છે કે આ કાર્ય ન તો સત્યાર્થપ્રકાશનાં અનુષ્ઠાનોથી ચાલશે, અને ન તો તેનાં ભાષ્યોથી.

એ હંમેશાં ધ્યાનમાં રાખવું જોઈએ કે સત્યાર્થપ્રકાશ ગ્રંથમાં પરિવર્તન, પરિવર્ધન કે સંશોધન કરવાનો કોઈને પણ અધિકાર નથી. (હા, સંપાદનની દૃષ્ટિએ સત્યાર્થપ્રકાશની યથાર્થતા પર જરૂર ધ્યાન આપી શકાય છે.) સ્વામી દયાનંદને અનુકૂળ હોય તેવા તર્ક લાદીને તેના કલેવરમાં વૃદ્ધિ કરવાને કોઈ પણ પ્રકારે શોભાસ્પદ કહી શકાય નહીં. જે વિષયો છૂટી ગયા છે, અથવા જેનો વિસ્તાર કરવો કોઈ વિદ્વાનોને અપેક્ષિત જણાતો હોય તો તેઓ પણ સંયમથી કામ લે, અને સત્યાર્થપ્રકાશનું ભાષ્ય કે મહાભાષ્ય લખવાનો પ્રયાસ ન કરે. ભાષ્યો ને મહાભાષ્યોનો યુગ સમાપ્ત થઈ ગયો. સંભવ છે કે કોઈ કાળે તેની વિશેષ આવશ્યકતા રહી હશે, પરંતુ ભાષ્યોની પરંપરાએ ક્યારેક ક્યારેક વિચિત્ર પરિસ્થિતિઓ પણ ઉત્પન્ન કરી દીધી છે. મોટાભાગના ભાષ્યકારોએ પોતાની

માન્યતાઓને મૂળ ગ્રંથકાર પર આરોપિત કરવાનો પ્રયાસ કર્યો છે. શંકર, રામાનુજ વગેરે ઉદ્‌ભટ આચાર્યોનાં ભાષ્યો જોઈને આજે એ સમજવું મુશ્કેલ થઈ પડ્યું છે કે મહર્ષિ બાદરાયનનું મંતવ્ય કે તત્ત્વદર્શન વાસ્તવમાં શું હતું.

## સત્યાર્થપ્રકાશનો પ્રચાર

*સત્યાર્થપ્રકાશ ન તો આપણું બાઇબલ છે. કે ન તો આપણો વેદ છે. સત્યાર્થપ્રકાશ તો સત્ય અર્થ સમજવાની અણમોલ - અતિ ઉત્તમ કસોટી છે. સત્યાર્થપ્રકાશને આદિથી અંત સુધી વાંચી જનાર વ્યક્તિને કોઈ ભ્રમમાં નહિ નાખી શકે. તેના વાચકને દેશી-વિદેશી કોઈ પણ મૂઢતા છેતરી નહિ શકે. આ ગ્રંથ આપણા વિચારોનો કવચ કરતાંય વધારે મજબૂત સંરક્ષક છે. તે વિદ્વાનોના દુરૂહ હેત્વાભાસોની જાળથી પણ આપણને બચાવે છે. સત્યાર્થપ્રકાશ વાંચીને સાધારણ કોટિની વ્યક્તિ પણ અન્યથા વિચાર ધરાવતા પંડિતોની વાક્‌જાળથી બચી શકે છે. તેને વાંચીને એક હિંદુ સારો હિંદુ બની શકે છે, એક ખ્રિસ્તી સારો ખ્રિસ્તી બની શકે છે. એક મુસલમાન સારો મુસલમાન બની શકે છે. તેને વાંચ્યા બાદ આપણે આપણા ઐતિહાસિક પૂર્વજોનું સાચું મૂલ્યાંકન કરવાને સમર્થ બની શકીએ છીએ, અને એ પૂર્વજોનાં ચરિત્ર આપણા માટે પ્રેરણાદાયી બની રહે છે. હજરત ઈસુ, હજરત મહંમદ, ગુરુ નાનક, મહાત્મા બુદ્ધ વગેરે મનીષીઓમાં ઉદાત્ત ગુણોની કમી ન હતી. ઉદાત્ત ગુણોને કારણે જ તેમને સફળતા મળી. પરંતુ જ્યાં સુધી આપણે આ વ્યક્તિઓમાં મનુષ્યેતર ગુણોની કલ્પના કર્યા કરીશું ત્યાં સુધી આપણે તેમને ઠીક રીતે નહિ સમજી શકીએ.*

સત્યાર્થપ્રકાશમાં શાશ્વત તત્ત્વદર્શન પણ છે, અને એવી કાલાપેક્ષ વાતોનો નિર્દેશ પણ છે, જે બદલતી રહે છે. જો ઈસાઈ ભાઈઓ બાઇબલનાં વાક્યો બદલી દે, અને મુસલમાન ભાઈઓ કુરાનની આયતોના અર્થ બદલી દે, તો અમારી આલોચનાઓ પણ બદલી જશે અને ઘણાબધા કટાક્ષો અસંગત થઈ જશે. આ સારી જ વાત છે. સત્યાર્થપ્રકાશના આચાર્યને કોઈ વાતનો દુરાગ્રહ નથી. તે શાંતિ અને સત્યનો અગ્રદૂત બનીને આવ્યો હતો. નિર્ભયતા અને સાહસ એ જ તેની વિશેષતાઓ હતી. આસ્તિકતા તેનું અસ્ત્ર હતું, અને ઈશ્વર-ભક્તિ તેનું સંબલ હતું. આવી વ્યક્તિઓ ક્યારેક ક્યારેક જ આ ભૂમિને અલંકૃત કરતી હોય છે.

આપણું સૌભાગ્ય છે કે આપણે સૌ આ દૂરદર્શી તત્ત્વવેત્તાના અમર ગ્રંથ સત્યાર્થપ્રકાશનો શતાબ્દી-સમારોહ ઊજવી રહ્યા છીએ. સમારોહની સાથે સાથે આપણે સત્યાર્થપ્રકાશનાં વિવિધ સંસ્કરણોના પ્રકાશનનો પ્રબંધ પણ કરવો જોઈએ. દરેક પ્રતિષ્ઠિત આર્ય સંસ્થાના પુસ્તકાલયમાં બધી જ ભાષાના સત્યાર્થપ્રકાશ ઉપલબ્ધ હોવા જોઈએ. આવી વ્યવસ્થા ઊભી કરવી ખૂબ જ જરૂરી છે. અંગ્રેજી, હિંદી અને ઉર્દૂ વગેરેનાં સંસ્કરણોથી જ આપણે સંતોષ નહિ માની લેવો જોઈએ. ફ્રેંચ, ચીની અને બર્મી ભાષાઓના સત્યાર્થપ્રકાશ યથાસ્થાને પહોંચી શકતા ન હોય તો આપણને તેનો ખેદ થવો જોઈએ. સત્યાર્થપ્રકાશ પ્રત્યે આપણા સૌની રૂચિ વધે એ જ મારા આશીર્વાદ છે.

0 0 0

## સત્યાર્થપ્રકાશનાં પ્રાપ્તિસ્થાનો

- ગુજરાતી : (૧) આર્યસમાજ, રાયપુર દરવાજા બહાર, અમદાવાદ, પિન-૩૮૦૦૨૨, ફોન-૦૭૯-૫૪૫૪૩૭૩ (૨) આર્યસમાજ, નવાડેરા, પો.ભરૂચ, પિન-૩૯૨૦૦૧ (૩) દર્શન યોગ મહાવિદ્યાલય, આર્યવન, મુ. રોજડ, પો. સાગપુર, તા. તલોદ, જિ. સાબરકાંઠા, પિન- ૩૮૩૩૦૭.

- હિંદી : (૧) આર્ષ સાહિત્ય પ્રચાર ટ્રસ્ટ, ૪૫૫-ખારી બાવલી, દિલ્હી-૬, (૨) વિજયકુમાર ગોવિંદરામ હાસાનંદ, ૪૪૦૮-નઈ સડક, દિલ્હી-૬, (૩) આર્યસમાજ, રાયપુર દરવાજા બહાર, અમદાવાદ, પિન-૩૮૦૦૨૨, ફોન-૦૭૯-૫૪૫૪૩૭૩ (૪) આર્યસમાજ, નવાડેરા, પો.ભરૂચ, પિન-૩૯૨૦૦૧.

- અંગ્રેજી : (૧) વિજયકુમાર ગોવિંદરામ હાસાનંદ, ૪૪૦૮-નઈ સડક, દિલ્હી-૬, ફોન-૩૯૧૪૯૪૫ (૨) સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભા, મહર્ષિ દયાનંદ ભવન, રામલીલા મેદાન, નવી દિલ્હી-૨ (૩) આર્યસમાજ, રાયપુર દરવાજા બહાર, અમદાવાદ, પિન-૩૮૦૦૨૨, ફોન-૦૭૯-૫૪૫૪૩૭૩.

•

## લેખક (ડો.સ્વામી સત્યપ્રકાશ સરસ્વતી) નો ટૂંક પરિચય

સ્વામીજીનો જન્મ ૧૯૦૫માં બિજનોર ( ઉ.પ્ર. ) આર્યસમાજમાં થયો. પિતાજી પં.ગંગાપ્રસાદ ઉપાધ્યાય ઉચ્ચ કોટિના દાર્શનિક વિદ્વાન અને સિદ્ધહસ્ત લેખક હતા અને માતા કમલાદેવી સંનિષ્ઠ આર્ય સન્નારી હતાં. અલ્હાબાદ યુનિવર્સિટીમાંથી એમ.એસસી. તથા વિજ્ઞાનની સર્વોચ્ચ ડિગ્રી ડી. એસસી.પાસ કરી ૧૯૩૨માં તેઓ આ જ યુનિવર્સિટીમાં અધ્યાપન કાર્યમાં જોડાયા, અને ૧૯૬૭માં રસાયણશાસ્ત્ર વિભાગના અધ્યક્ષ પદેથી નિવૃત્ત થયા. સ્વાધીનતા સંગ્રામમાં ભાગ લેવા બદલ ૧૯૪૨માં તેમની ધરપકડ થઈ અને જેલવાસ ભોગવ્યો. વિજ્ઞાનના સક્રિય અધ્યેતા રૂપે તેમના ૧૫૦ જેટલાં રિસર્ચ પેપર વિશ્વની અનેક જર્નલમાં પ્રકાશિત થયાં. તેઓ ડી.ફિલ. અને ડી.એસસી.ના ૨૦ જેટલા શોધછાત્રોના માર્ગદર્શક રહ્યા. હિંદી ભાષાના માધ્યમથી વૈજ્ઞાનિક સાહિત્યના સર્જન તેમ જ પ્રસારમાં તેમણે અપૂર્વ યોગદાન આપ્યું. તેમણે લખેલ રસાયણશાસ્ત્રનો ઉચ્ચ સ્તરીય ગ્રંથ 'સામાન્ય વિજ્ઞાન' ભારત સરકાર દ્વારા પુરસ્કૃત થયો. તેમણે વિજ્ઞાન પરિષદ–અલ્હાબાદના અધ્યક્ષ તરીકે તથા રૂડકી એન્જિનીયરીંગ યુનિવર્સિટીની સિન્ડિકેટમાં સેવાઓ આપી, અને સી.એસ.આઇ.આર. દ્વારા પ્રકાશિત 'ભારત કી સંપદા'ના જનરલ એડિટર અને વિજ્ઞાન પરિષદ અનુસંધાન પત્રિકાના ચીફ એડિટર રહ્યા. અનેક સરકારી તથા બીનસરકારી સંસ્થાઓ દ્વારા સંમાનિત ડો.સત્યપ્રકાશજી કેન્દ્રિય સરકારની યોજના હેઠળ હિંદી સાહિત્ય સંમેલન અલ્હાબાદ દ્વારા પ્રકાશિત સૌથી મોટી ઇંગ્લિશ–હિંદી ડિક્શનરીના સર્જક રહ્યા. ૧૯૭૧માં તેમણે સંન્યસ્ત લીધું. અધ્યાત્મના ઊંડાણથી વિજ્ઞાનની ઊંચાઈ સુધી તેમની વિદ્વત્તાનો વ્યાપ્ત રહ્યો હતો. ધર્મ, અધ્યાત્મ અને વિજ્ઞાનના સંદેશવાહક રૂપે તેમણે અનેકવાર વિશ્વના અનેક દેશોની યાત્રાઓ કરી હતી. તેમણે વેદ અને વૈદિક સાહિત્યનું ગહન અધ્યયન કર્યું હતું, અને હિંદી તથા અંગ્રેજીમાં તેમણે અનેક મૌલિક પુસ્તકો લખ્યાં છે. તેમણે કરેલું ચારે વેદોનું અંગ્રેજી ભાષાંતર ૧૮ ખંડોમાં પ્રકાશન પામ્યું છે. ૧૯૯૫માં ૯૦ વર્ષની ઉંમરે સ્વામીજીનું અમેઠી ખાતે અવસાન થયું.

– પ્રકાશક

# દયાનંદ – પર્વતમાળાનો સૌથી ઊંચો પર્વત

"ભારતનાં ભાવિ સંતાનોને ભારતીય નવજાગરણના શિખર પર અનેક લોકોત્તર મહાપુરુષો નજરે પડશે. પરંતુ આ મહામંડળીમાંનો એક મહાપુરુષ પોતાની અનોખી અને અનુપમ વિશેષતાને લીધે બીજાઓથી એકદમ જ અલગ તરી આવે છે – પોતાના ઢંગમાં અનૂઠો અને પોતાના કામમાં પણ બીજાઓથી નિરાળો. આ એવું લાગે છે કે જેમ કોઈ માણસ બહુ વાર સુધી એક ઓછીવત્તી ઊંચાઈ ધરાવતી પર્વતમાળા વચ્ચે ઘૂમતો રહે, જે દૂર સુધી વિશાળ ઘેરાવો ધરાવતી અને લીલીછમ હોય, અને પોતાની ગગનચુંબી અને આકર્ષક ઊંચાઈ હોવા છતાંય મનોહર હોય. પરંતુ આ પર્વતમાળા વચ્ચે તેને એક પર્વત સૌથી નિરાળી રીતે અલગ ઊભેલો નજરે પડશે. દયાનંદ એવા જ દેખાય છે. જાણે નર્યું બળ જ મૂર્તિમંત થઈને પહાડના રૂપમાં ખડું થઈ ગયું છે ! નગ્ન, સુદૃઢ, નક્કર ચટ્ટાનનો પુંજ, વિશાળ અને ઉત્તુંગ ! તેની હરિયાળી ટોચ પર દેવદારનું એક ઝાડ છે, જે આકાશની સાથે વાતો કરી રહ્યું છે. નિર્મળ, પ્રાણદાયી અને ફળદ્રુપતાવર્ધક જળનો એક જબ્બર ધોધ જાણે તેના આ શક્તિપુંજમાંથી જ નીકળી નીચે ખીણ તરફ જોરશોરથી ખળખળ વહી રહ્યો છે, જે સમગ્ર ખીણ માટે પાણીનું જ નહિ, બલ્કે સ્વાસ્થ્ય અને જીવનનું પણ ઝરણું છે. પર્વતમાળાના આવા સૌથી ઊંચા પર્વત જેવી જ છાપ મારા મન પર દયાનંદના વ્યક્તિત્વની પડી છે."

**– શ્રી અરવિંદ ઘોષ**

*('Bankim-Tilak-Dayananda', pg. 43)*

મુદ્રક : આકૃતિ પ્રિન્ટર્સ, અમદાવાદ, ફોન : (૦૭૯) ૨૯૧૦૪૬૭